# गूजराती व्याकरणबोध.

पदच्छेद अने वाक्य प्रथक्कृति साथे.



સુધારો વધારા સાથે પ્રસિદ્ધ કરનાર

ભટ્ટ વિશ્વનાથ વૈકુંઠજી.

જ્યોતિર્વિદ્ અને મંત્રશાસ્ત્રી પછેગામ-

કાઠીઆવાડ.

૪૦૦૦

# ગૂજરાતી વ્યાકરણબોધ

પદચ્છેદ અને વાક્ય પ્રથક્કૃતિ સાથે.

ગૂજરાતી ઉંચાં તથા ઇંગ્રેજી હલકાં ધોરણ શીખનાર

વિદ્યાર્થીઓ અને ટ્રેનિંગ કૉલેજના સ્કૉલરો સારૂ.

સુધારા વધારા સાથે પ્રસિદ્ધ કરનાર


ભટ્ટ વિશ્વનાથ વૈકુંઠજી.

જ્યોતિર્વિદ્ અને મંત્રશાસ્ત્રી પછેગામ-કાઠીઆવાડ.


આવૃત્તિ બીજી.






અમદાવાદ

ધીનેકાંટે યુનિયન પ્રિન્ટિંગ પ્રેસમાં

ઘેલાભાઈ નૃસિંહદાસે છાપ્યો.

સંવત ૧૯૪૫. સને ૧૮૮૯.

કિંમત ૬ આના.

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

આ પુસ્તક ગુજરાતી ભાષા ભણનાર તથા ભણાવનારને બહુ ઉપયોગી હોવાથી તેની પ્રથમાવૃત્તિ તુરત ખપી ગઈ: અને બીજી ઉપરા ઉપર માગણીઓ આવવા લાગી, પરંતુ બંને પ્રસિદ્ધ કર્તા જૂદે જૂદે ઠેકાણે હોવાથી બીજી આવૃત્તિ તાકીદે બહાર પાડી શકયા નહીં. આણીમેર ઘરાકોની ઉઘરાણી તો જારીજ હતી, તેથી એ કામ મને સોંપાયું. મને આ પુસ્તકની અગત્ય વધારે જણાયાથી સંધિપ્રકરણ ઉમેરી કેટલોક સુધારો વધારો કરી છપાવવા ઉત્સાહ થયો; કેમકે આ વ્યાકરણમાં પદચ્છેદના નિયમો સ્પષ્ટ અને સહેલથી જ્ઞાન કરાવે તેવા છે. મને ઉમેદ છે કે જે વિદ્યાર્થી આ ગ્રંથ યથાસ્થિત સમજશે તેને વ્યાકરણ સબંધી ઘણું સારૂં જ્ઞાન થશે. વ્યાકરણથીજ વાણીનું ગૌરવ સચવાયછે અને વ્યાકરણ શીખે તોજ ભાષાનું શુદ્ધ અને પૂર્ણ જ્ઞાન થાય. એક વિદ્વાને કહ્યું છેકે.

**यद्यपिबहुधाऽधितं । तदपिपुनस्त्वं पठस्व व्याकरणम् -**
**स्वजनःश्वजनोमाऽभूत्।सकलंशकलंसकृच्छकृन्नस्यात्॥**

**ભાવાર્થ:**—જો કે બહુ ભણ્યા છતાં પણ તું ફરીને વ્યાકરણ ભણ, કે જેથી **स्वजन** ( પોતાના માણસ ) એને બદલે **श्वजन** ( કુતરા જેવા માણસ ) **सकलं** ( બધું ) એને સામે **शकलं** ( એકભાગ ) તેમજ **सकृत** ( એકવાર) ને ઠેકાણે **शकृत** ( છાણ ) એમ ન થાય. મતલબકે **स** ને ઠેકાણે **श** અભણથી બોલાય, ને તેથી ઉપર પ્રમાણે અર્થ બદલાઈ જાયછે, તો પછી મોટી ચુકોથી કેટલો અનર્થ થઈ

જાય? એ સમજવું સહેલું છે. એજ પ્રમાણે બીજી બધી બાબતો ને માટે સમજવું, માટે વ્યાકરણ અવશ્ય શીખવું જોઈએ. ઘણા માણસો આ ગ્રંથનો લાભ લઈશકે, એમ થવાસારૂ અગાઉના કરતાં કિંમત પણ ઓછી કરવામાં આવી છે; વળી બનતી સાવચેતી રાખી ભૂલ વિનાનો થવા પ્રયત્ન કર્યો છે, છતાં કાંઈ ભૂલ જણાય તો વિદ્વાન માણસ દરગુજર કરશે એવી મારી નમ્ર વિનંતી છે.

| પછેગામ કાઠીયાવાડ<br>તા ૨૫–૪–૮૯ | વિશ્વનાથ વૈકુંઠજી ભટ્ટ.<br>પ્રસિદ્ધ કર્ત્તા. |
|---|---|

# પ્રસ્તાવના.

હાલમાં ઇતિહાસ અને ભૂગોળની શાળોપયોગી ચોપડીઓ છપાઈ બહાર પડે છે, પણ થોડી કિંમત ને વધારે બોધ થાય, એવી વ્યાકરણની ચોપડી નિશાળમાં ચલાવવા લાયક થોડીજ છપાઈ છે, અને તેનો ખપ વધારે છે, તેથી એ ખોટ પૂરી પાડવાના હેતુથી એક વ્યાકરણની ચોપડી છપાવવાનો વિચાર થયો. એવામાં અત્રેના તાલૂકા સ્કૂલ માસ્તર પાસે રાજકોટ ટ્રેનિંગ કૉલેજમાં ઉતરાવેલી હોપ કૃત વ્યાકરણની વિસ્તાર વાળી નોટ અમારા જોવામાં આવી, અને તે નિશાળીઆ અને શિક્ષક બંનેને ઉપયોગી જણાયાથી એમાં પદચ્છેદ વગેરે બાબતો ઉમેરી તે છપાવવાનું કામ માથેલીધું- તે કામ અમારી શક્તિ ઉપરાંત છે, તેથી વિદ્વજ્જનો અમારી થએલી ભૂલો ક્ષમા કરશે, એવી અમારી ઉમેદ છે.

સરકારી નિશાળોમાં હાલ ચાલતાં ધોરણમાં વ્યાકરણનો વિષય સુપિરીયર ત્રીજા ધોરણથી શીખવવાનો છે. એ વિષય કઠિન છે, તેથી છોકરાંને તેનું પહેલેથીજ ચોખ્ખું અને દઢ જ્ઞાન પદ્ધતિસર આપવામાં આવે, તોજ આગળ જતાં મુશ્કેલી પડે નહીં, પરંતુ ઘણે ઠેકાણે પદ્ધતિસર ન શીખવતાં ગોખણ રીતિ ચલાવી શિક્ષકો એ વિષયને એવો ડોહોળી મારે છે કે ઉંચાં ધોરણમાં પણ તે બાબતની ભૂલો ચાલ્યાંજ કરે છે. હવે જ્યારે તેનું જ્ઞાન અપૂર્ણ રહે ત્યારે બીજા તેના સંબંધ વાળા વિષયોમાં પણ સ્વભાવિક રીતે ન્યૂનતા રહે એમાં નવાઇ નથી, માટે વ્યાકરણનો વિષય પહેલેથી બરાબર પાકો શીખવવો જોઇએ.

એ વિષય સંયોગીકરણની રીતેજ શીખવવાનો છે. તેની દરેક બાબત કેમ શીખવવી, તે વિતારથી લખીએ તો એ

એક જૂદુંજ પુસ્તક થાય, તેથી આમાં તે લખ્યું નથી, પણ મે હોપ સાહેબ કૃત અને વિદ્વાન રા. સા. હરગોવિંદદાસભાઈ કૃત વ્યાકરણની શરૂઆતમાં એ વિશે શિક્ષકોને સૂચના આપીછે, તે વાંચી જવા અહિંઆં ભલામણ કરીએછીએ.

આ ચોપડીની સાથે વ્યુત્પત્તિ, પિંગળ, વગેરે બાબતોનો ટુંકામાં સમાવેશ કરવાનો હતો, પણ તે જૂદાં શીખવાયછે, તેથી દાખલ કરેલાં નથી. તેમજ સંધિ, સમાસ, જોડણી, વગેરે વિષય હોપકૃત વ્યાકરણમાં નથી, તેથી આમાં ઉમેરવામાં આવ્યાં નથી. માત્ર હોપકૃત વ્યાકરણને આધારેજ વિષયોનો અનુક્રમ રાખી તેની વિસ્તારથી સમજ આપેલીછે.

વ્યાકરણના વિષયની મહત્તા જોતાં અમારાથી આ કામ બરાબર થયું હશે કે નહીં? એ શક રહ્યા કરે છે. કેમકે સારસ્વત નામના સંસ્કૃત વ્યાકરણ ગ્રંથમાં તેના સમર્થ કર્ત્તા વિદ્વદ્વર્ય અનુભૂતિ સ્વરૂપાચાર્ય પણ કહે છે કેઃ—

**इन्द्रादयोऽपियस्यान्तं, नययुःशब्दवारिधेः**
**प्रक्रियांतस्यकृत्स्नस्य, क्षमोवक्तुंनरःकथं? ॥१॥**

અર્થઃ—ઇંદ્રાદિ આચાર્યો પણ સંપૂર્ણ શબ્દ સમુદ્રનો પાર પામ્યા નથી, તો તેની (વ્યાકરણ શાસ્ત્રની) પ્રક્રિયા કહેવાને માણસ શી રીતે સમર્થ થાય?

તો અમારી અલ્પજ્ઞની એ બાબતમાં શી શક્તિ ચાલે માત્ર વિદ્વાન મહાત્માઓએ દેખાડેલા રસ્તા પ્રમાણે ચાલી અમારાથી બને તેટલો પ્રયાસ કરી સુજ્ઞજનોની સેવામાં આ ચોપડી ભેટ કરીએ છીએ.

આ ચોપડી પ્રસિદ્ધ કરવામાં અત્રેના તાલુકા સ્કૂલ માસ્તર દેવશંકર વૈકુંઠજીએ અમને પોતાના ખાનગી વખતમાં જેજે મદદ આપી છે તે બાબત તેમનો ઉપકાર માનીએછીએ

પ્રસિદ્ધ કર્ત્તા

**બોટાદ તાલુકા સ્કુલ.** } **વલ્લભ ભાણજી દાણી સ્પે. આ**
તા. ૧-૧૧-૮૫. } **ત્રિભુવન નારાયણ. બી. આ.**

# ગૂજરાતી વ્યાકરણ બોધ.



**પ્રશ્ન**–વ્યાકરણ એટલે શું? તેની વ્યાખ્યા આપો.

**ઉત્તર**–વ્યાકરણ (વિ=વિશેષે કરીને+આ=મર્યાદા બતાવનાર ઉપસર્ગ+કૃ=કરવું+અન=ક્રિયા બતાવનાર પ્રત્યય)=વિશેષે કરીને મર્યાદા કરનાર. એમાં ભાષા એ શબ્દનો અધ્યાહાર રહેલો છે, એટલે ભાષાના નિયમનું શાસ્ત્ર. તે ઉપરથી તેની વ્યાખ્યા એવી થઈ કે–જેમાં શુદ્ધ બોલવાની તથા શુદ્ધ લખવાની વિદ્યા જણાવેલી હોય તે.

**પ્ર**–વ્યાકરણનું કામ શું? અને ભાષા તથા વ્યાકરણમાં પહેલું શું?

**ઉ**–ભાષાને બગડતી અટકાવવાને માટે વ્યાકરણ છે. વ્યાકરણ ને ભાષા એ એમાં પ્રથમ ભાષા છે.

**પ્ર**–કઈ ભાષા વ્યાકરણ ન હોવાથી નાશ પામી? અને તેનું વ્યાકરણ હાલ યુરોપના વિદ્વાનોએ શા સંબંધ ઉપરથી બનાવી કાઢ્યું છે.

**ઉ**–ઝંદ ભાષા. એનું વ્યાકરણ હાલ યુરોપના વિદ્વાનોએ ભાષાના સંબંધ પરથી બનાવી કાઢ્યું છે.

**પ્ર**–વ્યાકરણના કેટલા ભાગ છે? તેનાં નામ આપો.

**ઉ**–ચાર (૧) અક્ષર વિચાર. (૨) શબ્દ વિચાર. (૩) વાક્ય વિચાર. (૪) કવિતા વિચાર.

**પ્ર**–હોપકૃત વ્યાકરણમાં કયા ભાગનું વર્ણન કર્યું છે? ને કયાનું નથી કર્યું?

**ઉ**–પહેલા ત્રણ ભાગનું વર્ણન કર્યું છે, ને ચોથા એટલે કવિતા વિચારનું વર્ણન નથી કર્યું. તે વર્ણન મોટા વ્યાકરણમાં (ટેલરમાં) તથા પિંગળમાં આવે છે.

**પ્ર**–અક્ષર એટલે શું?

ઉ–આપણા વાણીસ્થાનમાંથી નીકળતા ટુંકામાં ટુંકા ઉચ્ચાર, તથા તે ઉચ્ચાર લખી બતાવવાની જે નિશાનીઓ તેને અક્ષર કહેછે.

પ્ર–અક્ષર વિચાર એટલે શું ?

ઉ–અક્ષર કેટલા છે તેનો, તથા તેના ભેદનો વિચાર.

પ્ર–શબ્દ એટલે શું ?

ઉ–એક અથવા વધારે અક્ષર મળ્યાથી કાંઈ પણ અર્થ સમજાય તેને શબ્દ કહીએ.

પ્ર–શબ્દ વિચાર એટલે શું ?

ઉ–નામ, સર્વનામ ને વિશેષણને વિભક્તિ લગાડ્યાથી, તથા ક્રિયાપદનાં રૂપાખ્યાપન ઈત્યાદિ કરવાથી તેમનાં જે રૂપ થાયછે તે, તથા અવ્યય કેમ વપરાયછે, તે સર્વનો વિચાર.

પ્ર–ક્રિયાપદનાં રૂપાખ્યાપન એટલે શું ?

ઉ–કોઇ ક્રિયાપદનાં જૂદાં જૂદાં રૂપ કહેવાં તે.

પ્ર–શબ્દ વિચારની વ્યાખ્યામાં "ઈત્યાદિ" શબ્દ કોને લાગુ પડે છે ? તે સ્પષ્ટ રીતે સમજાવો.

ઉ–શબ્દ વિચારમાં ઇત્યાદિ શબ્દ નામ, સર્વનામ, વિશેષણ ને ક્રિયાપદને લાગુ પડે છે, કેમકે નામ, સર્વનામ અને વિશેષણને વિભક્તિના પ્રત્યય સિવાય જાતિ વચનના પ્રત્યયો લાગે છે, તેમ ક્રિયાપદનાં રૂપને જાતિ, વચન, ભેદ, કાળ, વગેરેના જૂદા જાદા પ્રત્યયો લાગે છે, માટે એ ચારે વર્ગને ઈત્યાદિ શબ્દ લાગુ પડે છે.

પ્ર–વાક્ય એટલે શું ? તે સંપૂર્ણ રીતે સમજાવો.

ઉ–* એકકે વધારે શબ્દથી થએલા પૂરા વેણનો અર્થ

---

* માણુસના મનનો એક નિર્ણય જે વડે સંપૂર્ણ પ્રકાશ પામે, તેને વાક્ય કહે છે. આ વ્યાખ્યા વધારે સ્પષ્ટ છે, પણ હોપકૃત વ્યાકરણને આધારેજ આ નોટ લખી છે, તેથી તેજ વ્યાખ્યા કાયમ રાખી છે.

અધૂરો રહે નહીં, તો તેને વાક્ય કહેવું, પણ એક શબ્દથી વાક્ય થતું નથી, કેમકે વાક્યને અંતે ક્રિયાપદ જોઇએ, અને ક્રિયાપદ હોય તો તેનો કર્ત્તા પણ હોવો જોઇએ, એટલે ઓછામાં ઓછા બે શબ્દ તો જોઇએજ, જે ઠેકાણે એક શબ્દનું વાક્ય વાપરીએ છીએ, તે ઠેકાણે બીજા શબ્દ અધ્યાહાર હોય છે. આવાં અધ્યાહાર રહેલાં વાક્ય ઘણું કરીને હુકમ કરતી વખતે વપરાય છે. જેમ જા, બેસ, ઉઠ ( પણ ખરેખરૂં તો તું જા, તું બેસ, તું ઉઠ ) ઈત્યાદિ વળી ઉત્તર આપતી વખતે પણ વપરાય છે. જેમ તું આવીશ? જવાબ ના. ( નહીં આવું. )

પ્ર—વાક્ય વિચાર એટલે શું ?

ઉ—વાક્યમાં બરોબર રીતે શબ્દ ગોઠવવાની રીત.

---

## ભાગ ૧ લો અક્ષર વિચાર.

પ્ર—અક્ષરના કેટલા ભાગ છે, તેનાં નામ લખો.

ઉ—બે [ ૧ ] મૂળાક્ષર, [ ૨ ] જોડાક્ષર.

પ્ર—મૂળાક્ષર એટલે શું? તેના કેટલા ભાગ છે, તેનાં નામ આપો.

ઉ—મૂળાક્ષર એટલે જેમાં કાંઈ ફેરફાર થયો ન હોય તે. જેમ [ ક ] પણ ક્ર નહીં. તેના બે ભાગ છે સ્વરને વ્યંજન

પ્ર—સ્વર એટલે શું ? તેના કેટલા ભાગ છે ? ને દરેક ભાગમાં કયા સ્વર આવે છે ?

ઉ—સ્વર એટલે જેનો ઉચ્ચાર બીજાની સહાયતા વગર થઈ શકે તે. તેના પેટા ભાગ બે છે ૧ હ્રસ્વ ૨ દીર્ઘ હ્રસ્વ સ્વર ત્રણ છે અ, ઇ, ઉ, દીર્ઘ સ્વર ૯ છે આ, ઈ ઊ, એ, ઐ, ઓ, ઔ, અં, અઃ એવી રીતે બાર સ્વર છે.

પ્ર—ગૂજરાતી ભાષામાં સ્વર કેટલા છે, ને સંસ્કૃતમાં કેટલા વધારે છે ?

ઉ–ગુજરાતી ભાષામાં બાર છે, ને સંસ્કૃતમાં ऋ ॠ ऌ ॡ એ ચાર વધારે છે.

પ્ર–ऋ ॠ ऌ ॡ એ સ્વરોમાંનો કયો સ્વર ગુજરાતીમાં વપરાય છે.

ઉ–ઋ ઘણો વપરાય છે. જેમ ઋષિ, પૃથ્વી, કૃદંત, ઋતુ વગેરે

પ્ર–અનુસ્વાર એટલે શું ?

ઉ–હરકોઈ સ્વરની ઉપર બિંદુ હોય તે.

પ્ર–વિસર્ગ એટલે શું ? તેનો ઉચ્ચાર કેવો થાય છે ?

ઉ–હર કોઈ સ્વરની આગળ બે મીંડાં હોય તે વિસર્ગ કહેવાય છે. તેનો ઉચ્ચાર "અ" સ્વરની આગળ 'હ' જેવો, 'આ' આગળ 'હા' જેવો 'ઇ' આગળ 'હી' જેવો, એ પ્રમાણે થાય છે.

પ્ર–સ્વર જ્યારે વ્યંજનમાં મળે છે ત્યારે તેનો આકાર કેવો થાય છે? ને તે આકારનું નામ શું ?

ઉ–અની નિશાની નથી, પણ વ્યંજનદર્શકચિન્હ ( ્ ) કાઢી નાંખવાથી તેમાં અ મળેલો છે એમ સમજાય છે. આની ( ા )=કાનો, ઈની ( િ )=હ્રસ્વ અજ્જુ, ઈની ( ી ) =દીર્ઘ અજ્જુ, ઉની ( ુ )=હ્રસ્વ વરડું, ઊની ( ૂ )=દીર્ઘ વરડું, એની ( ે )=એક માત્રા, ઐની ( ૈ )=બે માત્રા, ઓની ( ો )=કાનો માત્રા, ઔની ( ૌ )=કાનો બે માત્રા, અંની ( ં )=અનુસ્વાર, અઃની ( : )=વિસર્ગ.

પ્ર–હ્રસ્વ અને દીર્ઘ સ્વરને કવિતામાં શું કહે છે ? ને તેની કેટલી માત્રા ગણાય છે ?

ઉ–હ્રસ્વને લઘુ કહે છે, ને તેની એક માત્રા ગણાય છે, દીર્ઘ ને ગુરૂ કહે છે, ને તેની બે માત્રા ગણાય છે.

પ્ર–પ્લુત એટલે શું ? ને તેની કેટલી માત્રા ગણાય છે.

ઉ–રોતાં, ગાતાં, બોલતાં કે પોકારતાં સ્વરોનો જે લાંબો ઉચ્ચાર થાયછે, તેને પ્લુત કહે છે, ને તેની ત્રણ અથવા

તેથી વધારે પણ માત્રા ગણાય છે.

પ્ર–વ્યંજન એટલે શું. ?

ઉ–જેનો ઉચ્ચાર સ્વરની સહાયતા વગર થતો નથી તે.

પ્ર–બાળકોને વ્યંજન ખોડા કેમ શીખવતા નથી ? વ્યંજનમાંસ્વર ક્યારે ભેળવાય. ?

ઉ–શીખવવું મુસ્કેલ પડે માટે શીખવતા નથી. વ્યંજન ખોડા હોય ત્યારે સ્વર ભેળવાય. જેમ **क्+ओ=को** **क्+इ=कि** વિગેરે.

પ્ર–૩૪ વ્યંજનમાં સવર્ગીયકયા? ને અવર્ગીય કયા ?

ઉ–ક થી મ સુધીના ૨૫ સવર્ગીય, ને બાકીના ૯ અવર્ગીય છે, તેને વર્ગમાં લાવતા ધારીએ તો લવાય.

પ્ર–વ્યંજનના સ્થાન પ્રમાણે ભાગ પાડો.

ઉ–કંઠસ્થાની ક્ ખ્ ગ્ ઘ્ ઙ્ હ્

તાળુસ્થાની ચ્ છ્ જ્ ઝ્ ઞ ય્ શ્

મુર્ધ્યન્યસ્થાની ટ્ ઠ્ ડ્ ઢ્ ણ્ ર્ ષ્ ળ્

દંતસ્થાની ત્ થ્ દ્ ધ્ ન્ સ્ લ્ } વ્ દંતોષ્ટ્ય

ઓષ્ટસ્થાની પ્ ફ્ બ્ ભ્ મ્ }

પ્ર–ઘોષ તથા અઘોષ અક્ષર એટલે શું ? અને તે કયા ?

ઉ–(ઘોષ=સાદ) જેના ઉચ્ચારમાં છાતીનો સાદ વધારે થાય છે તે ઘોષ, ને જેના ઉચ્ચારમાં છાતીનો સાદ વધારે થતો નથી તે અઘોષ.

અઘોષ અક્ષર–ક્ ચ્ ટ્ ત્ પ્ ખ્ છ્ ઠ્ થ્ ફ્ શ્ ષ્ સ્ (૧૩)

ઘોષ અક્ષર–ગ્ જ્ ડ્ દ્ બ્ ઘ્ ઝ્ ઢ્ ધ્ ભ્ ઙ્ ઞ્ ણ્ ન્ મ્ ય્ વ્ ર્ લ્ હ્ ળ્ (૨૧)

પ્ર–અલ્પપ્રાણી, મહાપ્રાણી, અને અનુનાસિક અક્ષર એટલે શું ? ને તે કયા ?

ઉ–જેનાં ઉચ્ચાર કરતાં થોડો શ્વાસ જોઈએ તે અલ્પપ્રાણી, વધારે જોઇએ તે મહાપ્રાણી, અને જેનો ઉચ્ચાર નાક-

માંથી થાય તે અનુનાસિક અક્ષર.

અલ્પપ્રાણી–ક્ ચ્ ટ્ ત્ પ્ ગ્ જ્ ડ્ દ્ બ્ ય્ વ્ ર્ લ્ ળ

મહાપ્રાણી–ખ્ છ્ ઠ્ થ્ ફ્ ઘ્ ઝ્ ઢ્ ધ્ ભ્ શ્ ષ્ સ્ હ

અનુનાસિક–ઙ્ ઞ ણ્ ન્ મ્

પ્ર–બારાક્ષરી એટલે શું ? તે નામ પાડવાનું કારણ શું? ને તેનું બીજું નામ શું ?

ઉ–વ્યંજનમાં સ્વર મળવાથી બારાક્ષરી થાય છે. તેની દરેક હારમાં બાર અક્ષર હોય છે, તેથી તેને બારાક્ષરી (બાર અક્ષરવાળી) કહે છે. એનું બીજું નામ પદ પણ છે.

પ્ર–જોડાક્ષર એટલે શું ? ને તે લખવાની રીત લખો.

ઉ (જોડ+અક્ષર)=એટલે બે અથવા વધારે વ્યંજન એકઠા થાય છે, ને તેઓની વચ્ચે કોઈ પણ સ્વર હોતો નથી, તેને જોડાક્ષર કહે છે. તે લખવાની રીત નીચે પ્રમાણે છે.

(૧) પહેલા વ્યંજનમાં જો*કાના વાળો ભાગ હોયતો તે મૂકી દઈ છેવટનો આખો વ્યંજન સ્વર સહિત જોડાય છે. જેમ સ્ત, પ્લ, ત્સ્ય, ત્મ્ય, વગેરે.

(૨) પહેલો વ્યંજન કાના વગરનો હોયતો બીજા વ્યંજન સાથે ઘણોજ પાસે લખાયછે. જેમ જ્જ. ક્ક, ટ્ચ, ડ્ય, ક્ષ

(૩) કેટલાએક વ્યંજન અક્ષરની મુકરર નિશાનીઓ છે. તે બીજા વ્યંજન સાથે જોડવામાં આવે છે. જેમ ર ને માટે ( ૯ ) ને વખતે ( ^ ), શને માટે ( ૨ ) વગેરે.

(૪) અક્ષરને ખોડીને જોડવામાં આવે છે જેમ અદ્ભૂત, સદ્ગુણી, વગેરે. સંસ્કૃત રીતના અક્ષરો પણ લખાય છે. જેમઃ–અહ્ન, પશ્ચિમ, કહ્યું વગેરે.

---

* વ્યંજનમાં જે ઉભી લીટી આવે છે, તેને કાનો કહ્યો છે. જેમ ધ, ત, પ વગેરેમાં છે. ટ, ઠ, ડ, વગેરેમાં નથી. પરંતુ બાળબોધ લિપીમાં તો એ ભાગ સ્પષ્ટ જણાય છે. જેમ **टठड** એમાં ઉપલા ભાગમાં ઉભી લીટીજ છે.

પ્ર–ક્ષ ને જ્ઞ જોડાક્ષર છે કે મૂળાક્ષર ? અને તેને કોઇ મૂળાક્ષરમાં લખેછે તેનું કારણ શું ?

ઉ–તે જોડાક્ષર છે, કેમકે ક્+ષ્ મળીને ક્ષ થયો છે, ને જ્ ઞ્ મળીને જ્ઞ થયો છે. પણ તેના રૂપ ઉપરથી તે જોડાક્ષર છે એમ દેખાતું નથી. માટે તેને કટલાક મૂળાક્ષરમાં ગણે છે, પરંતુ ખરૂં જોતાં તે જોડાક્ષર છે.

પ્ર–ગુજરાતીમાં ઋ વગેરે ચાર સ્વરો ગણાતા નથી, તે જ્યારે વ્યંજનમાં મળે છે, ત્યારે તે શેમાં ગણાય છે ? તે દાખલા આપી સમજાવો.

ઉ–જોડાક્ષરમાં ગણાય છે. જેમ પૃથ્વી, આકૃતિ. એમાં પૃ, કૃ એ જોડાક્ષર ગણાય.

પ્ર–બારાક્ષરીનો જોડાક્ષર સાથે મુકાબલો કરો.

ઉ–વ્યંજનમાં સ્વર મળવાથી બારાક્ષરી, ને વ્યંજનમાંવ્યંજન મળવાથી જોડાક્ષર થાય છે.

# ભાગ ૨ જો શબ્દ વિચાર.

પ્ર–શબ્દના અર્થ પ્રમાણે કેટલા ભાગ પડી શકે? અને રૂપ પ્રમાણે કેટલા ભાગ પડી શકે ? તેનાં નામ આપો.

ઉ–‡અર્થ પ્રમાણે આઠ ભાગ પડી શકે છે. નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ, ઉભયાન્વયી અવ્યય, કેવળ પ્રયોગી અવ્યય, શબ્દયોગી અવ્યય, ક્રિયા વિશેષણ અવ્યય. અને રૂપ પ્રમાણે ફક્ત બેજ ભાગ પડી શકે. તેનાં નામ આખ્યેય ને અવ્યય,

---

‡ શબ્દના કોઈ મુખ્ય બે ભેદ ગણે છે. ૧ ધ્વન્યાત્મક ૨ વર્ણાત્મક. ધ્વન્યાત્મક નું વર્ણન સંગિત શાસ્ત્રમાં હોય છે. આ સવાલ વર્ણાત્મક શબ્દના વર્ગને માટે છે એમ સમજવું. એના બીજી રીતે એમ પણ ભાગ પડે છે ૧ વાક્યમાં સંબંધ રાખનારા, ને ૨ વાક્યમાં કોઈ સાથે સંબંધ નહીં રાખનારા.

આખ્યેયમાં નામ, સર્વનામ, વિશેષણને ક્રિયાપદ આવી જાય છે, અને અવ્યયમાં ઉભયાન્વયી, કેવળ પ્રયોગી, શબ્દયોગી ને ક્રિયાવિશેષણઅવ્યય આવી જાય છે.

પ્ર શબ્દના રૂપ સાહુએ કેટલા ભાગ પાડેલા છે? તેનાં નામ આપો ને તે શા ઉપરથી પાડેલા છે?

ઉ–પાંચ. ૧ નામ ૨ સર્વનામ ૩ વિશેષણ ૪ ક્રિયાપદ ૫ અવ્યય. તેમાં પહેલા ચાર અર્થ ઉપરથી ને છેલ્લો રૂપ ઉપરથી પાડેલો છે.

પ્ર નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ ને અવ્યયની વ્યાખ્યા આપો, તથા ક્રિયાપદની વ્યાખ્યા સારી રીતે સમજાવો.

ઉ–નામ–જે શબ્દ વડે પ્રાણી પદાર્થ વગેરે ઓળખાય છે તે. સર્વનામ–જે શબ્દ નામને ઠેકાણે વપરાય છે તે. વિશેષણ–જે શબ્દ બીજા શબ્દનો ગુણ સંખ્યા વગેરે બતાવે છે તે. ક્રિયાપદ–જે શબ્દ કૃતિ અથવા સ્થિતિ કે અસ્તિત્વ બતાવે છે તે. કરવું, ચાલવું, થવું, ભોગવવું વગેરે મતલબના શબ્દો ક્રિયાપદ છે. એટલે જેની અંદર કરવા પણું, થવા પણું, ભોગવવાપણું, વગેરે રહેલું હોય તે. જેમકે–મારાથી ખવાયું એમાં ભોગવવા પણાનો અર્થ રહેલો છે. જ્યારે ક્રિયાપદ શક્યભેદની અંદર જાય છે, ત્યારે તેમાં ઘણું કરીને ભોગવવાપણાનો અર્થ આવે છે. અવ્યય–જે શબ્દના રૂપમાં વધઘટ ન થતાં હમેશાં પોતાને રૂપે રહે તે.

પ્ર–પ્રત્યય ને ઉપસર્ગ એટલે શું?

ઉ–પ્રત્યય=એક કે વધારે અક્ષર શબ્દને છેડે આવીને તેના અર્થમાં કે સંબંધમાં ફેર પાડેછે તે. જેમકે મનમાં એમાં "માં" એ પ્રત્યય છે. ઉપસર્ગ=જે શબ્દ સિદ્ધ શબ્દની પહેલાં આવે તે. જેમકે સુબુદ્ધિ એમાં સુ ઉપસ

ર્ગ છે, એવું બીજું નામ * આધય છે.

પ્ર–કેટલાક અવ્યયને વિભક્તિના પ્રત્યય લાગેછે, તેનું કારણ શું?

ઉ–ભાષામાં હાલ જે અવ્યય વપરાય છે, તેમાંના કેટલાક આગળ નામ તરીકે વપરાતા, હાલ તેનો તેટલો અર્થ રહ્યો નથી, તોપણ તેને વિભક્તિના પ્રત્યય લાગે છે જેમકે મેડેથી ખુરશી લાવ, તેને બદલે ઉપરથી ખુરશી લાવ. આ ઠેકાણે ઉપરને પાંચમી વિભક્તિ લાગે છે. કેમકે મેડો એ શબ્દને ઠેકાણે ઉપર વપરાયો છે, તેથી મેડાને જે વિભક્તિ લાગી હતી તે એમાં કાયમ રહી.

પ્ર–જાતિ કેટલી છે? તે કઈ કઈ? ને તે કેમ નક્કી થાય?

ઉ–જાતિ (સ) (જન્=જન્મવું+તિ=પણું )=જેની અંદર જન્મેલો હોય તે તેની જાતિ કહેવાય છે. જાતિ ત્રણ છે. ૧ નર ૨ નારી ૩ નાન્યતર જે શબ્દ નરની પેઠે બોલાય એટલે જેને કેવો લાગે તે નરજાતિ. જે શબ્દ નારીની પેઠે બોલાય એટલે જેને કેવી લાગે તે નારીજાતિ જે શબ્દ નર કે નારીની પેઠે બોલાતો નથી એટલે જેને કેવું લાગે છે, તે નાન્યતરજાતિ કહેવાય છે.

પ્ર–દરેક જાતિના સાધારણ પ્રત્યય કયા છે? એ પ્રત્યયથી કોઈ બીજી જાતિ થતી હોય તેના દાખલા આપો.

ઉ–નરજાતિનો સાધારણ પ્રત્યય ઓ, નારીજાતિનો ઈ, ને નાન્યતરજાતિનો ઉં છે એ પ્રત્યયથી બીજી જાતિ પણ થાય છે.

ઓકારાંત નારીજાતિ–છો, ગજો, ખો, ધ્રો વગેરે

ઓકારાંત નાન્યતર જાતિ–મોં, પો (પગડું) વગેરે.

ઉકારાંત નરજાતિ–ઘઉં, લાડુ, સાધુ, મેરૂ, સાબુ, વગેરે.

ઉકારાંત નારીજાતિ–જુ, સાસુ, વહુ, પાડુ, વગેરે.

---

* સિદ્ધ શબ્દની ડાબી બાજુએ આવે તે ઉપસર્ગ ને જમણી બાજુએ આવે તે પ્રત્યય.

ઈકારાંત નરજાતિ–હાથી, મોચી, દરજી, ઘાંચી વગેરે.
ઈકારાંત નાન્યતરજાતિ–દહીં, પાણી, મોતી, સાંતી, વગેરે.
પ્ર–અકારાંતને આકારાંત નર, નારી ને નાન્યતરજાતિના તથા
એ*કારાંત નરને નારીજાતિના દાખલા આપો.
ઉ–અકારાંત નરજાતિ–નર, રંગ, પાઠ, નાચ, ગજ, વગેરે.
અકારાંત નારીજાતિ–વાત, ગુટ, લાત, વેંત, સ્લેટ વગેરે.
અકારાંત નાન્યતરજાતિ–હાટ, ઝાડ, નાળીએર, અસ્તર,
શરીર વગેરે.
આકારાંત નરજાતિ–રાજા, પિતા, બ્રહ્મા, આત્મા, ચંદ્રમા વગેરે
આકારાંત નારીજાતિ–બાધા, પ્રજા, પૂજા, દુનિઆ, વિદ્યાવગેરે
આકારાંત નાન્યતરજાતિ–ધોળકા, ધોલેરા, સારસા, ઢાકા,
ચુડા, વગેરે.
એકારાંત નરજાતિ–ખે (ક્ષય,) મે' (મેઘ), પ્રલે (પ્રલય), વે'
(વેહ) વગેરે.
એકારાંત નારીજાતિ–હરડે, વલે, રેલવે, ને' (હોકાની), જે
(જય), ભે (ભય), વગેરે.
પ્ર–જે નામ બે કે ત્રણ જાતિમાં એ ને એ રૂપે બોલી શ-
કાય, તેવાં નામના દાખલા આપો.
ઉ–નર ને નારીજાતિમાં બોલાય તેવા–તપાસ, શોધ, કલાસ,
વર્ગ, વગેરે.
ત્રણે જાતિમાં બોલાય તેવા–ડેબલ, ગુજરાત, ઢોલ,
આયુષ્ય, ખજુર વગેરે.—
પ્ર–બે કે ત્રણ જાતિમાં ફરી શકે એવાં નામ લખો.
ઉ–ત્રણ જાતિમાં ફરે એવાં–છોકરો, ઘોડો, પાડો, બકરો,
દેડકો, વગેરે.
બે જાતિમાં ફરી શકે એવાં–ફુવાડો, ચોપડો, ચોટલો, વા-

*એકારાંત નાન્યતરજાતિનો શુદ્ધ ગૂજરાતી કોઈ શબ્દ
જાણવામાં આવ્યો નથી.

ડકો, દીવો ઘાઘરો, ખાટલો, કોથળો, ચોરણો વગેરે.

પ્ર–જે નામ ત્રણ જાતિ કે બે જાતિમાં ન ફરે, પણ એકજ રૂપે રહે એવા દાખલા આપો.

ઉ–દરવાજો, ધણી, ગાઉ, ગામ, ચાંડલો, દોકડો, પૈસો.

પ્ર–પ્રાકૃતિક ને સાંકેતિક જાતિ એટલે શું ?

ઉ–પ્રાણીની પ્રકૃતિ ઉપર વિચાર કરીને જાતિ ઠેરવવી તેનું નામ પ્રાકૃતિક જાતિ. જેમ છોકરો તે નર, છોકરી તે નારી, ઘોડો તે નર, ઘોડી તે નારી. કેટલીક વખત પ્રાણીની પ્રકૃતિપર વિચાર કર્યા વિના જાતિ કહેવામાં આવે છે તેને માત્ર પ્રાકૃતિક નાન્યતરજાતિ કહે છે. જેમ-ઘોડું, બૈરૂં, છોકરૂં.

જડ પદાર્થમાં નર માદાનો ભેદ નથી તોપણ તેને નર, નારી, કે નાન્યતરજાતિમાં ગણે છે એવાં નામને સાંકેતિક નર, નારી, કે નાન્યતરજાતિ કહે છે. જેમકે પત્થર તે નર, સ્લેટ તે નારી, ને કબાટ તે નાન્યતરજાતિ.

પ્ર–જાતિ વિષે સામાન્ય વિચાર આપો.

ઉ–પ્રાણીઓમાં નર નારીનો ભેદ છે, પણ જડ પદાર્થ ઈત્યાદિમાં તેવો ભેદ નથી તે છતાં ગુજરાતી ભાષામાં તેવો ભેદ રાખેલો છે, આવો ભેદ હિંદુસ્થાની, મરાઠી, વગેરે કેટલીએક ભાષા તથા આર્ય વર્ગની જૂની ભાષાઓ જેવીકે ગ્રિક, રોમન, લાટીન, સંસ્કૃત વગેરે ભાષામાં પણ છે, પણ અંગ્રેજી ભાષામાં નર પ્રાણીનાં નામ નરજાતિ, નારી પ્રાણીનાં નામ નારીજાતિનાં, ને બાકીનાં બધાં નાન્યતર જાતિનાં ગણાય છે. તેમ હિંદીને કચ્છી ભાષામાં બેજ જાતિ છે.

પ્ર–નામની જાતિ કેવો, કેવી, કેવું લગાડયા વગર બીજી કેઈ રીતે જણાય ?

ઉ–વિકારી વિશેષણ કે જાતિદર્શક ક્રિયાપદ લગાડ્યાથી જા-

તિ ઓળખાય છે. જેમકે સારી છોકરી એમાં છોકરી નારીજાતિ કેમકે સારી બોલાય છે. જળો પડી એમાં જળો નારીજાતિ કેમકે પડી બોલાય છે.

પ્ર-વિભક્તિ એટલે શું ?

ઉ-એક શબ્દનો બીજા શબ્દ સાથે ક્રિયા વગેરેનો સંબંધ દેખાડનાર પ્રત્યય સાથેના શબ્દનાં રૂપ.

પ્ર-વિભક્તિની વ્યાખ્યામાં "પ્રત્યય સાથેના શબ્દનાં રૂપ" એમ શા માટે લખ્યું છે ?

ઉ-વિભક્તિના પ્રત્યય એ શબ્દનો ભાગ છે. જેમ છોકરાંનો એમાં 'નો' એ કાંઇ છઠ્ઠીનું રૂપ નથી, પણ તે તો છઠ્ઠીનો પ્રત્યય છે. માટે એ પ્રત્યય શબ્દને લાગ્યા પછી જે રૂપ થાય છે, તે રૂપ છઠ્ઠી વિભક્તિનું ગણાય છે એ મુજબ શબ્દ ઉપર અન્ય વિભક્તિનો પ્રત્યય ઉમેર્યા પછી જે આખો થાય તે તેની વિભક્તિ કહેવાય.

પ્ર-વિભક્તિઓ કેટલી છે? તેનાં નામ અને પ્રત્યય આપો.

ઉ-સાત, પહેલી, બીજી, ત્રીજી, ચોથી, પાંચમી, છઠ્ઠી, સાતમી. પહેલીનો પ્રત્યય નથી, પણ બહુવચનમાં ઓ પ્રત્યય ઘણી વાર વધે છે, બીજીનો ને, ત્રીજીનો એ, ચોથીનો ને, પાંચમીનો થી, છઠ્ઠીનો નો, ની, નું, ના, નાં, સાતમીનો માં.

પ્ર-બીજીનો અને ચોથીનો "ને" શી રીતે ઓળખાય ?

ઉ-ને પછી કાજે, માટે, વાસ્તે, સારૂ વગેરે અવ્યય લાગી શકતા હોય તો તે ચોથી વિભક્તિનો પ્રત્યય જાણવો, જેમકે મગનને સારૂ ચોપડી લાવ. અને ને પછી કાજે, માટે, વાસ્તે, સારૂ વગેરે અવ્યય ન લાગી શકતા હોય તો બીજીનો જાણવો જેમ મગનને માર્યો એમાં મગનને માટે માર્યો એમ બોલાય નહીં, માટે આ દાખલામાં મગનને એ બીજી વિભક્તિ છે.

પ્ર–કાજે, માટે, વાસ્તે, સારૂ, એ શબ્દોનું વ્યાકરણ શું થાય ?

ઉ–શબ્દયોગી અવ્યય.

પ્ર–પાંચમી વિભક્તિને સમાન કયા કયા શબ્દ વપરાય છે, ને તેનું પદચ્છેદ શું થાય ?

ઉ–કરતાં, વડે અને વને. એનું પદચ્છેદ શબ્દયોગી અવ્યય કરવું. જેમ મારાથી તે મોટો છે તેને બદલે મારા કરતાં તે મોટો છે. છરીથી કપાયું, તેને બદલે છરી વડે કપાયું. મારાથી તે બનશે, તેને બદલે મારા વડે તે બનશે.

પ્ર–મુકાબલો કરવો હોય તો શા વડે થાય છે ? તેનું પદચ્છેદ શું થાય ?

ઉ–'કરતાં' ને 'થી' એ શબ્દોથી મુકાબલો કરાય છે. તેમાં 'કરતા' નું પદચ્છેદ શબ્દયોગી અવ્યય કરવું. જેમ મારા કરતાં તું નાનો છે. ને "થી" ને પાંચમીનો પ્રત્યય ગણવો. જેમ ચોપડીથી સ્લેટ મોટી છે.

પ્ર–છઠ્ઠી વિભક્તિના પ્રત્યય કેમ વધારે છે ? અને બીજી વિભક્તિઓના કેમ વધારે નથી ?

ઉ–‡ છઠ્ઠી વિભક્તિ આગલા નામની જોડે સંબંધ રાખે છે, તેથી તેનું રૂપ વિકારી વિશેષણના જેવું થાયછે, માટે આગલા નામની જાતિ અને વચન પ્રમાણે તેના પ્રત્યય ફરે છે. એ કારણથી નરજાતિનો નો તથા ના, નારીજાતિનો ની (બ-

‡ નરજાતિના એક વચન વાળા શબ્દની સાથે સંબંધ રાખતાં નો.

નરજાતિના બહુ વચન વાળા શબ્દની સાથે સંબંધ રાખતાં ના.

નાન્યતર જાતિના એક વચન વાળા શબ્દની સાથે સંબંધ રાખતાં નું.

હુ વચનમાં પણ "ની" જ રહે છે) નાન્યતરજાતિનો 'નું' તથા 'નાં' એ રીતે કુલ પાંચ પ્રત્યય થાય છે અને બીજી બધી વિભક્તિઓ ક્રિયાપદ સાથે સંબંધ રાખે છે, માટે તેઓના પ્રત્યય ઘણા નથી.

પ્ર-કવિતામાં છઠ્ઠી વિભક્તિના બીજા કયા કયા પ્રત્યયો વપરાય છે?

ઉ--તણો, તણી, તણું, તણા, તણાં, કેરો, કેરી, કેરૂં, કેરા, કેરાં.

પ્ર-સાતમીનો પ્રત્યય 'માં' સિવાય બીજો કોઇ છે? તે કયાં વપરાય છે? તેનું પદચ્છેદ શું થાય? ને જે નામને તે પ્રત્યય લાગ્યો હોય તે નામની વિભક્તિ કઇ કહેવાય?

ઉ-મોઝાર તે કવિતામાં વપરાય છે. તેનું પદચ્છેદ શબ્દયોગી અવ્યય થાય છે. અને જે નામને પ્રત્યય લાગ્યો હોય તે નામને છઠ્ઠી વિભક્તિ કહેવી.

પ્ર-સાતમી વિભક્તિને સમાન કયા શબ્દ તે તેનું પદચ્છેદ શું થાય?

ઉ-માંહે, મધ્યે, વિષે, પર, ઉપર, અંદર, ઈત્યાદિ. ને તે શબ્દનું પદચ્છેદ શબ્દયોગી અવ્યય કરવું.

પ્ર-એક કરતાં વધારે વિભક્તિ એક શબ્દને લાગી હોય એવા ત્રણ દાખલા આપો ને એવે પ્રસંગે કઈ વિભક્તિનો અર્થ કહેવો?

---

નાન્યતરજાતિના બહુવચનવાળા શબ્દની સાથે સંબંધ રાખતાંનાં.

નારીજાતિના બંનેવચનવાળા શબ્દની સાથે સંબંધ રાખતાં ની.

જેમ લલુનો ઘોડો, લલુના ઘોડા.

લલુનું અંગરખું, લલુનાં અંગરખાં.

લલુની પાઘડી, લલુની પાઘડીઓ.

ઉ–તેનાથી એમાં છઠ્ઠી સાથે પાંચમી, તેનામાં એમાં છઠ્ઠી સાથે સાતમી, દરિઆમાંથી એમાં સાતમી સાથે પાંચમી. આવે પ્રસંગે છેલ્લી વિભક્તિ લાગી હોય તેનોજ અર્થ કહેવો.

**પ્ર**–વિભક્તિના પ્રત્યય મૂળે શું હશે?

ઉ–મૂળે છૂટા છૂટા શબ્દો હતા પણ તેઓ ઘસાઇને પ્રત્યય રૂપે થઈ ગયા છે. જે ભાષામાં સંબંધ બતાવવાને પ્રથક્ શબ્દો થોડા, તેમાં વિભક્તિના પ્રત્યય ઘણા હોય છે.

**પ્ર**–કઈ કઇ વિભક્તિ ક્રિયાપદ સાથે સબંધ રાખે છે? ને તેને શું કહે છે?

ઉ–છઠ્ઠી સિવાય બીજી બધી વિભક્તિઓ ક્રિયાપદ સાથે સંબંધ રાખે છે, અને તેને કારક કહે છે. છઠ્ઠી વિભક્તિ નામ સાથે સંબંધ રાખે છે.

**પ્ર**–વચન એટલે શું?†

ઉ–વચન ( વચ્=બોલવું+અન=ક્રિ. બનાવનાર પ્રત્યય )=જે શબ્દ જેમાં બોલાય તે, એટલે એક પણામાં બોલાય તો એકવચન, અને એકથી વધારેપણામાં બોલાય તો બહુવચન.

**પ્ર**–નામનું બહુવચન શાથી માલમ પડે?

ઉ–નીચેની પાંચ રીતે નામ બહુવચનમાં છે એમ માલમ પડે.

( ૧ ) એક, બે, ત્રણ ઈત્યાદિ સંખ્યાવાચક વિશેષણથી જેમ ત્રણ ઘર.

---

† ગૂજરાતી ભાષામાં વચન બે છે પણ સંસ્કૃત-આદિ પ્રાચીન ભાષામાં ત્રણ વચન છે. સંસ્કૃત વગેરેમાં અનેકવચન દેખાડવાનો પ્રત્યય છે. ચીની અને બ્રહ્મ દેશી ભાષામાં પ્રથક્ શબ્દથી બહુવચન દેખાડવામાં આવેછે, પણ બહુવચનના પ્રત્યય નથી. ગૂજરાતી ભાષામાં બહુવચન બીજા શબ્દથી પણ બતાવાય છે.

( ૨ ) અનેકપણું બતાવનાર સર્વ, સંધું, સઘળું, બહુ ઘણું ઈત્યાદિ શબ્દોથી. જેમ–ત્યાં ઘણાં માણસ હતાં.

( ૩ ) પહેલા પ્રકારના વિશેષણથી. જેમ સારાં માણસ સારાં કામ કરે છે.

( ૪ ) જાતિ દર્શક ક્રિયાપદનાં રૂપ ઊપરથી–જેમ. તે માણસ ગયાં.

( ૫ ) વાક્યના અર્થ ઉપરથી—જેમ. જે માણસ કાલે આવ્યાં હતાં, તે આજે જશે.

પ્ર-અનેકતાનો અર્થ છતાં એકવચનમાં વપરાય એવાં નામ આપો, ને તેવાં નામનું બહુવચન કયારે થાય ?

ઉ-સભા, મંડળી, કુંટુંબ, સમુદાય વગેરે ઝાઝાપણાનો અર્થ છતાં એકવચનમાં છે. એવાં નામને જયારે અનેકપણું બતાવનાર શબ્દ લાગે, ત્યારે તે બહુવચનમા આવે. જેમકે--બે સભા.

પ્ર–નામના પ્રકાર કેટલા છે? તે કયા કયા ? તે વ્યાખ્યા સાથે સમજાવો.

ઉ–નામના પ્રકાર બેછે. પહેલો પ્રકાર ને બીજો પ્રકાર. વિભક્તિ અને બહુવચનના પ્રત્યય લગાડવાથી જેમાં ફેરફાર થાય તે પહેલા પ્રકારનું નામ છે. જેમ છોકરો એનું છોકરા, છોકરાને. વિભક્તિ તથા બહુવચનના પ્રત્યય લગાડવાથી જેમાં ફેરફાર થતો નથી, તે બીજા પ્રકારનું નામ છે. જેમ સ્ત્રી, એનું સ્ત્રીઓ, સ્ત્રીને.

ઓકારાંત નર ને ઊંકારાંત નાન્યતરજાતિનાં નામ પહેલા પ્રકારનાં છે. એ સિવાય બીજાં બધાં નામ બીજા પ્રકારનાં છે.

પ્ર–નામનું બહુવચન કરવાની રીત બોલો.

ઉ–૧ પહેલા પ્રકારના જે નામ ઓકારાંત નરજાતિનાં છે, તેનું બહુવચન કરવું હોય તો છેડેના ઓનો આ કરવો

અગર આ કરી* ઓ લગાડવો. જેમકે છોકરો એનું બહુવચન છોકરા અથવા છોકરાઓ.

૨ પહેલા પ્રકારનાં જે નામ ઊંકારાંત નાન્યતર જાતિનાં છે, તેનું બહુવચન કરવું હોય તો ઊંનો આં કરવો. જેમકે ઈંડું એનું બહુવચન ઈંડાં.

૩ બીજા પ્રકારનાં જે નામ નર અથવા નાન્યતરજાતિનાં છે, તેનું બહુવચન બે રીતે થાયછે, જેમ માણસ એનું બહુ વચન માણસ અથવા માણસો (પણ બીજીરીત સારીનથી)

૪ બીજા પ્રકારનાં જે નામ નારીજાતિનાંછે, તેનું બહુવચન કરવું હોય તો ઓ લગાડવો. જેમ છોકરી એનું બહુવચન છોકરીઓ.

પ્ર–નામને વિભક્તિના પ્રત્યય શી રીતે લગાડવા?

ઉ–પહેલા પ્રકારનાં નામને એકવચનમાં વિભક્તિનો પ્રત્યય લગાડતાં તેને છેડે જાતિદર્શક "ઓ" કે "ઊં" પ્રત્યય હોયછે, તે જતા રહી × "આ" થાય છે, ને તે ઉપર વિભક્તિના પ્રત્યય ઉમેરાય છે. જેમ છોકરા, છોકરાને, છોકરાએ, છોકરે. તેમ ઇંડું, ઇંડાએ, ઈંડે, ઈંડાને. બહુ વચનમાં વિભક્તિના પ્રત્યય લગાડતાં તેને છેડે નરજાતિમાં આ કે આઓ, ને નાન્યતર જાતિમાં આં થાય છે. જેમ છોકરાને કે છોકરાઓને, અને નાન્યતરજાતિમાં ઈંડાંને.

---

* કેટલાક તો ઓનો આ કરીને બહુવચન કરવાનું ધારે છે, પણ ભાષામાં બંને રીતો ચાલે છે, ઓપ્રત્યય ઉમેર્યાવિના કેટલીક વખત સ્પષ્ટતા જણાતી નથી. જેમ તેણે છોકરાને કહ્યું. આમાં છોકરાને એ શબ્દ બંને વચનમાં ગણી શકાય; પણ ઓ ઉમેરીએ તો બહુવચનજ સમજાય, જેમ–તેણે છોકરાઓને કહ્યું.

×·ત્રીજી વિભક્તિમાં આ થઇને પછી એ લાગે છે અથવા પાધરોજ એ લાગે છે.

પ્ર-ગાડું, ઘોડો, વા, ને બૈરી એનાં રૂપાખ્યાપન લખો.

## પહેલા પ્રકારનાં નામનાં રૂપ.

"ઓ" છેડાનો દાખલો.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧ | ઘોડો. | ઘોડા, ઘોડાઓ. |
| ૨ | ઘોડાને. | ઘોડાને, ઘોડાઓને, |
| ૩ | ઘોડે. | ઘોડાએ, ઘોડાઓએ. |
| ૪ | ઘોડાને માટે સારૂ. | ઘોડાને માટે સારૂ, ઘોડાઓને માટે સારૂ. |
| ૫ | ઘોડાથી, થકી. | ઘોડાથી, થકી; ઘોડાઓથી, થકી. |
| ૬ | ઘોડાનો, ની, નું, ના, નાં | ઘોડાનો, ની, નું, ના, નાં; ઘોડાઓનો, ની, નું ના, નાં. |
| ૭ | ઘોડામાં | ઘોડામાં, ઘોડાઓમાં, |

"ઉં" છેડાનો દાખલો.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧ | ગાડું. | ગાડાં. |
| ૨ | ગાડાને. | ગાડાંને. |
| ૩ | ગાડાએ, ગાડે. | ગાડાંએ. |
| ૪ | ગાડાને માટે, સારૂ. | ગાડાંને માટે સારૂ. |
| ૫ | ગાડાથી, થકી. | ગાડાંથી થકી |
| ૬ | ગાડાનો, ની, નું, ના, નાં. | ગાડાંનો, ની, નું, ના, નાં. |
| ૭ | ગાડામાં. | ગાડાંમાં. |

## બીજા પ્રકારનાં નામનાં રૂપ.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧ | વા. | વા. |
| ૨ | વાને. | વાને. |
| ૩ | વાએ. | વાએ. |
| ૪ | વાને માટે, સારૂ. | વાને માટે, સારૂ. |
| ૫ | વાથી, થકી. | વાથી, થકી. |

| | | |
|---|---|---|
| ૬ | વાનો, ની, નું, ના, નાં | વાનો, ની, નું, ના, નાં, |
| ૭ | વામાં. | વામાં. |

"ઇ" છેડાનો દાખલો.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧ | બૈરી. | બૈરીઓ. |
| ૨ | બૈરીને. | બૈરીઓને. |
| ૩ | બૈરીએ. | બૈરીઓએ. |
| ૪ | બૈરીને માટે, સારૂ. | બૈરીઓને માટે સારૂ. |
| ૫ | બૈરીથી, થકી. | બૈરીઓથી, થકી. |
| ૬ | બૈરીનો, ની, નું ના, નાં. | બૈરીઓનો, ની, નું, ના, નાં. |
| ૭ | બૈરીમાં. | બૈરીઓમાં. |

પ્ર–એકવચન અને બહુવચનમાં રહે એવાં નામ આપો ?

ઉ–એકવચનમાં રહે એવાં–ઘી, ખાંડ, ગોળ, સાકર, પાણી, માટી, દેવતા, ભોંય, કપાસ, જીરૂં, હીંગ, મેથી, ઇત્યાદિ. બહુવચનમાં રહે એવાં—ઘઉં, મગ, અડદ, તલ, કાજુ, સુવા ઇત્યાદિ.

પ્ર–કાપડ, પાણી કોઇ વખત બહુવચનમાં વપરાય કે નહીં ? ને વપરાય તો કેવા અર્થમાં તે દાખલા આપી સમજાવો.

ઉ–જ્યારે જૂદી જૂદી જાતનું કાપડ કે પાણી બતાવવું હોય, ત્યારે બહુવચનના અર્થમાં વપરાય છે. જેમકે ફ્રેન્ચ જર્મની ને અમેરિકાનાં કાપડ બહુ સારાં આવે છે. ઘાટ ઘાટનાં પાણી પીને માંદો થયો. એમાં કાપડ ને પાણી બહુવચનમાં વપરાએલાં છે, કેમકે જૂદી જૂદી જાત બતાવે છે.

પ્ર–જે શબ્દનું એકવચન ને બહુવચનનું રૂપ એક સરખું થતું હોય તેવા પાંચ દાખલા આપો.

ઉ–પાણી, ગઢ, સાંતી, ઘાંચી, હાથી.

–વિશેષણ ઉપરથી થએલાં નામ અને વિશેષ્ય વચ્ચે

શો સંબંધ છે?

ઉ–વિશેષણ પરથી થએલાં નામ વિશેષ્યની પછી આવે છે, અને તે વિશેષ્યને છઠ્ઠી અગર સાતમી વિભકિત લાગે છે. જેમ પાઘડીની લાલશ, છોકરામાંડાહાપણ.

## સર્વનામ.

પ્ર–સર્વનામનો ઉપયોગ શો ?

ઉ–એકજ વાકયમાં તેનો તે શબ્દ વારે વારે વાપરીએતો ભાષા અશોભિત થાય છે, અને બહુ લાંબાં વાક્ય થવાથી તેના અર્થમાં પણ ગુંચવણ પડે છે. આ હરકતો સર્વનામથી દૂર થાય છે. જેમ "આજ કાળીદાસ કાળીદાસના ઘરમાંથી નીકળતાં કાળીદાસના ઘર પાસે એક ખાડામાં કાળીદાસ પડી ગયો" એને બદલે સર્વનામનો ઉપયોગ કરીએ તો આ પ્રમાણે બોલી શકાય. "આજ કાળીદાસ પોતાના ઘરમાંથી નીકળતાં તેના ઘર પાસે એક ખાડામાં તે પડી ગયો " આ વાકયમાં પોતાના, તેના, તે એ સર્વનામ છે. વળી સર્વનામ ન વાપરવાથી કેટલીક વખત અર્થ પણ સમજાતો નથી. જેમ "મગનલાલે કહ્યું કે હું વાંચીશ" તેને બદલે સર્વનામ ન વાપરેતો આમ બોલાય કે " મગનલાલે કહ્યું કે મગનલાલ વાંચશે. " આ વાકયમાં તે પંડે વાંચશે કે બીજો મગનલાલ વાંચશે તે સમજાતું નથી.

પ્ર–વિશેષ્ય સર્વનામ અને વિશેષણ સર્વનામ એટલે શું?

ઉ–જે સર્વનામ ફક્ત નામને ઠેકાણે વપરાય તે વિશેષ્ય સર્વનામ હું, તું, પોતે, એ વિશેષ્ય સર્વનામ છે. જે સર્વનામ છતાં વિશેષણના જેવાં છે તે વિશેષણ સર્વનામ તે ફક્ત કોણ છે.*

---

* આ, એ, ઓલ્યો, પેલો, કયો, જે એ બધાં વિશેષણ સર્વનામ છે, પણ તે હાલ વિશેષણ ગણાય છે, માટે લખ્યાં નથી.

પ્ર–સર્વનામ કેટલાં છે? તેનાં નામ દો.

ઉ–સર્વનામ સાત છે. હું, તું, તે, આપણ, આપ, પોતે, કોણ.

પ્ર–હુંનાં રૂપાખ્યાપન લખો.

ઉ– **પહેલો પુરૂષ "હુ"**

નર, નારી, તથા નાન્યતરજાતિ.

| એકવચન | બહુવચન |
|---|---|
| ૧ હું. | અમે. |
| ૨ મને, મારે. | અમને, અમારે. |
| ૩ મેં, મારે. | અમે, અમારે. |
| ૪ મારે માટે, સારૂ. | અમારે માટે, સારૂ, |
| ૫ મારાથી,થકી, મજથી,હુંથી. | અમારાથી થકી, અમથી |
| ૬ મારો, રી, રૂં, રા, રાં. | અમારો, રી, રૂં, રા, રાં. |
| ૭ મારામાં. | અમારામાં, અમમાં. |

પ્ર–અમે, મારે ને અમારે કઈ કઇ વિભક્તિ ને વચનમાં વપરાય છે? તેના દાખલા આપો, તથા તે ઓળખવાની રીત લખો.

ઉ–અમે પહેલી ને ત્રીજીના બહુવચનમાં આવે છે, તે ઓળખવાની રીત એ છે કે, તેને ઠેકાણે નામ મૂકી જોવું. અને તે નામને જે વિભક્તિ લાગે તે "અમેની" વિભક્તિ સમજવી, અથવા અમેનું એકવચન કરતાં હું વપરાય તો પહેલી જાણવી, ને મેં વપરાયતો ત્રીજી જાણવી. જેમ અમે કામ કર્યું. એ ત્રીજી કેમકે અમેને ઠેકાણે મગન એ નામ મૂકી બોલવાથી મગને કામ કર્યું એમ બોલાય છે. અમે ગામ જઇશું. એ પહેલી.

મારે }
- બીજીના એક વચનમાં. જેમ–મારે બે ઘર છે.
- ત્રીજીના એક વચનમાં. જેમ–મારે ગામ જવું.
- ચોથીના એક વચનમાં. જેમ–મારેસારૂ પેનસીલ લાવ.

અમારે બીજી, ત્રીજી ને ચોથીના બહુવચનમાં વપરાય છે. તેના દાખલા મારેના જેવાજ છે. ફેર માત્ર એટલોજ કે મારે ને ઠેકાણે અમારે શબ્દ વાપરવો.

મારે, અમારે ને અમે એ કઈ વિભક્તિમાં છે તે જાણવાને માટે તેને ઠેકાણે ઉપર મુજબ નામ મૂકી જોવું. તે નામને જે વિભક્તિ લાગે. તે વિભક્તિ તેની જાણવી.

**પ્ર**–મારે એને હોપ સાહેબ કઈ વિભક્તિ ગણી છે? શા કારણથી? ને એ કઈ વિભક્તિ ગણવી?

**ઉ**–હોપ સાહેબે રૂપઉપર ધ્યાન આપ્યું છે, માટે છઠ્ઠી સાથે ત્રીજી ગણી છે, કેમકે છઠ્ઠીમાં તેનું રૂપ મારો થાય છે. તેમાંથી જાતિ દર્શક ઓ પ્રત્યયબાદ કરતાં "માર" રહ્યો તેને ત્રીજી વિભક્તિનો એ પ્રત્યય લગાડ્યાથી મારે થયું; પણ બીજા વ્યાકરણમાં તેના અર્થ ઉપર આધાર રાખેલો છે, માટે અર્થ ઉપર આધાર રાખીને જે નામને ઠેકાણે આવ્યું હોય, તે નામને જે વિભક્તિ લાગે તે વિભક્તિ તેની જાણવી.

**પ્ર**–હુંનાં બહુવચન કેટલાં થાય છે? ને તે કયાં કયાં? તથા તે ક્યારે વપરાય છે?

**ઉ**–હુંનાં બહુવચન બે છે, (૧) અમે (૨) આપણે. એક માણસ બીજા માણસની સાથે વાત કરતો હોય, તે વખતે તેને વાતમાં સામેલ ગણતો ન હોય તો, અમે વપરાય છે, ને જ્યારે સામા માણસને સામેલ ગણતો હોય, ત્યારે આપણે વપરાય છે.

**પ્ર**–આપણે એનું એકવચન કરો.

**ઉ**–આપણે અનું એકવચન હું.

**પ્ર**–આપણુ એનાં રૂપાખ્યાપન લખો.

**ઉ**–પહેલા પુરૂષનું બીજે રૂપે બહુવચન "આપણ"

નર, નારી, નાન્યતરજાતિ બહુવચન.

૧ આપણે, આપણ.

૨ આપણને.

૩ આપણે.

૪ આપણે માટે, સારૂ.

૫ આપણાથી, થકી.

૬ આપણો, ણી, ણું, ણા, ણાં.

૭ આપણામાં.

પ્ર—આપણે કઇ કઇ વિભક્તિમાં વપરાય છે? તે ઓળખવાની રીત તથા તેના દાખલા આપો.

ઉ—આપણે કઈ વિભક્તિમાં છે,તે ઓળખવાને માટે તેને ઠેકાણે નામ મૂકી જોવું.તે નામને જે વિભક્તિ લાગે તે આપણેની જાણવી.

તેનીચેની વિભક્તિઓમાં વપરાય છે.

| આપણે | પહેલીનાબહુવચનમાં. જેમ—**આપણે**લાડુજમ્યા. |
|---|---|
| | બીજીનાબહુવચનમાં. જેમ—**આપણે** બે ભાઈછે. |
| | ત્રીજીના બહુવચનમાં. જેમ—**આપણે** કામ કર્યું. |
| | ચોથીનાબહુવચનમાં.જેમ—**આપણે**સારૂસ્લેટલાવ. |

પ્ર—આપણે પહેલી વિભક્તિમાં હોય તે જાણવાની સહેલી રીત લખો.

ઉ—"આપણે" ને બદલે "આપણ" શબ્દ મૂકી જોવો, ને-વાક્યમાં બરાબર બોલી શકાય તો જાણવું કે પહેલી વિભક્તિમાં છે.

પ્ર—આપણ ને આપણેમાં શો તફાવત છે?

ઉ—આપણ એ પહેલી વિભક્તિ છે, ને આપણે એ પહેલી બીજી, ત્રીજી ને ચોથી વિભક્તિ છે.

પ્ર—આપણે કયા પુરૂષનું સર્વનામ છે? હોપ સાહેબે તેને કયો પુરૂષ ગણ્યો છે? ને શા કારણથી?

ઉ–† આપણે એ પહેલો ને બીજો પુરૂષ સર્વનામ છે, પણ હોપ સાહેબે તેને પહેલો પુરૂષ ગણ્યો છે, કારણ તે નાનાં છોકરાંને શીખવવું મુશ્કેલ પડે તેથી પહેલો પુરૂષ ગણ્યો છે.

પ્ર–આપણ એક વચનમાં વપરાય એવો એક દાખલો આપો?

ઉ–તમારે જવું હોય તો જાઓ, પણ આપણ ( હું ) તો આવનાર નથી.

પ્ર–તું એનાં રૂપાખ્યાપન લખો ?

ઉ–

બીજો પુરૂષ "તું"

નર, નારી તથા નાન્યતર જાતિ.

| એકવચન | બહુવચન. |
|---|---|
| ૧ તું. | તમે. |
| ૨ તને, તારે. | તમને, તમારે. |
| ૩ તેં, તારે. | તમે તમારે. |
| ૪ તારે માટે, સારૂ. | તમારે માટે, સારૂ. |
| ૫ તારાથી, તુંથી, તજથી; થકી. | તમારાથી, તમથી;થકી. |
| ૬ તારો રી, રૂં, રા, રાં, | તમારો, રી, રૂં. રા, રાં. |
| ૭ તારામાં. | તમારામાં, તમમાં. |

પ્ર–તમે, તારે ને તમારે એ કઇ કઈ વિભક્તિમાં આવે છે ? ને તે ઓળખવાની રીત લખો, તથા તેના દાખલા આપો.

ઉ–અમે, મારે, ને અમારે નાં પાછળ જણાવ્યાં છે, તે પ્રમાણે ( જુઓ પૃષ્ટ ૨૭ મે. )

---

† **आत्मन** ( **सं** ) ઉપરથી આપ તથા આપણે શબ્દ થયાછે. ટેલર કૃત વ્યા. પૃ. ૫૮ એજ મુજબ **सः** (સં)ઉપરથીતે.

| | | | |
|---|---|---|---|
| **अहं (सं.)** | ઉપરથી | | હું. |
| **त्वं** | ,, | ,, | તું. |
| **स्वतः** | ,, | ,, | પોતે. |
| **कोजन** | ,, | ,, | કોણ. |

પ્ર–તારે એને હોપસાહેબે કઇ વિભક્તિ ગણી છે? શા કારણથી? અને કઇ વિભક્તિ કહેવી?

ઉ–મારે એ શબ્દ વિષે પાછળ જણાવ્યું છે, તે પ્રમાણે તારેનું પણ જાણવું. ( પૃષ્ટ ૨૮ મે )

પ્ર–તુંનાં કેટલાં બહુવચન થઈ શકે છે? તેનાં નામ દો, તથા તેના અર્થમાં કાંઇ ફેરફાર હોય તો સમજાવો.

ઉ–તુંનાં બહુવચનમાં બે રૂપ થઈ શકે છે, તમે ને આપ. સામા માણસને જ્યારે થોડું માન દઇને બોલાવીએ છીએ, ત્યારે તમે વપરાય છે, પણ મોટા માણસની સાથે વાત કરતી વખતે વધારે માન આપવાસારૂ તમે ને બદલે "આપ" વપરાય છે.

પ્ર–આપ એને બીજે રૂપે બહુવચન શાથી કહે છે?

ઉ–આપ એને બીજેરૂપે બહુવચન કહેવાનું કારણ એટલુંજ કે પહેલું રૂપ "તમે" છે.

પ્ર–આપનું એકવચન કરો.

ઉ–આપનું એકવચન તું.

પ્ર–આપનાં રૂપાખ્યાપન લખો.

ઉ–બીજાપુરૂષનુ બીજેરૂપે બહુવચન આપ,

નર, નારી, ને નાન્યતર જાતિ, બહુવચન,

૧ આપ.
૨ આપને.
૩ આપે.
૪ આપને માટે, સારૂ.
૫ આપથી, થકી.
૬ આપનો, ની, નું, ના, નાં,
૭ આપમાં.

પ્ર–આપ એ કયા પુરૂષનું સર્વનામ છે?

ઉ–આપ એ બીજો પુરૂષ સર્વનામ છે.

**પ્ર**–આપ એ પહેલો ને ત્રીજો પુરૂષ થાય એવો દાખલો આપો.

ઉ–એવાં રૂપ કોઇ વાર કવિતામાં વપરાયછે, જેમકે "પાણી **આપને** પાય,, એમાં આપ પહેલો પુરૂષછે. "આપ રળેલું ખાય, આપથી કરે સવાઇ,, એમાં આપ ત્રીજો પુરૂષ છે.

**પ્ર**–તેનાં રૂપાખ્યાપન લખો.

ઉ–ત્રીજો પુરૂષ "તે,,

નર, નારીને નાન્યતર જાતિ.

| એકવચન. | બહુવચન. |
| --- | --- |
| ૧ તે. | તેઓ. |
| ૨ તેને. | તેઓને, તેમને. |
| ૩ તેણે. | તેઓએ, તેમણે. |
| ૪ તેને માટે, સારૂ. | તેઓને માટે, સારૂ; તેમને માટે સારૂ. |
| ૫ તેથી, થકી. | તેઓથી, થકી. |
| ૬ તેનો, ની, નું, ના, નાં. | તેઓનો, ની, નું, ના, નાં, તેમનો ની, નુ, ના નાં, |
| ૭ તેમાં. | તેઓમાં, તેમનામાં |

**પ્ર**–તે કયા કયા વચનમાં વપરાય છે? તે દાખલા આપી સમજાવો.

ઉ–એકવચન ને બહુવચનમાં. જેમ તે ગયો (એકવચન). ને બધાં ગયાં (બહુવચન).

**પ્ર**–પોતેનાં રૂપાખ્યાપન લખો.

ઉ– "પોતે,, નાં રૂપ.

પહેલો, બીજો તથા ત્રીજો પુરૂષ.

એકવચન તથા બહુવચન.

નર, નારી તથા નાન્યતરજાતિ.

૧ પોતે.

૨ પોતાને.
૩ પોતે.
૪ પોતાને માટે, સારૂ,
૫ પોતાથી, થકી.
૬ પોતાનો, ની, નું, ના, નાં.
૭ પોતામાં.

**પ્ર**–પોતે એ કયો પુરૂષ સર્વનામ છે? ને શા કારણથી?

**ઉ**–પોતે એ પુરૂષ સર્વનામ છે, જે સર્વનામની સાથે તે વપરાય, તે સર્વનામનો પુરૂષ કહેવો. જેમ હું પોતે આવીશ. આ વાકયમાં પોતે પહેલો પુરૂષ છે. જો નામની સાથે આવે તો ત્રીજો પુરૂષ કહેવાય. જેમ મનસુખ પોતે ગયો, આમાં પોતે એ ત્રીજો પુરૂષ છે, કેમકે સઘળાં નામ ત્રીજા પુરૂષમાંજ છે.

**પ્ર**–પોતે એ કઇ વિભક્તિને વચનમાં વપરાય છે? ને તે ઓળખવાની રીત તથા દાખલા લખો.

**ઉ**–પહેલી ને ત્રીજીના બંને વચનમાં વપરાય છે. તે ઓળખવાને માટે તેની જગાએ નામ મૂકી જોવું, તે નામ ને જે વિભક્તિ ને વચન લાગે, તે તેનાં જાણવાં. જેમ.
પોતે ખાધું- એ ત્રીજી વિભક્તિના બંને વચનમાં.
પોતે ચાલ્યો. એ પહેલી વિભક્તિનું એકવચન.
પોતે ગયા એ પહેલી વિભક્તિનું બહુવચન.

**પ્ર**–પોતે શબ્દ ત્રણે પુરૂષમાં વપરાય એવો એક દાખલો આપો, તે વખતે તેનો કયો પુરૂષ કહેવો?

**ઉ**–પોતાનું કામ પોતેકરવું આ વાકયમાં સામાન્ય પુરૂષ કહેવો.

**પ્ર**–કોણનાં રૂપાખ્યાપન લખો.

**ઉ**– . ત્રીજો પુરૂષ "કોણ"

નર, નારી ને નાન્યતરજાતિ.

એકવચન ને બહુવચન.

૧ કોણ.

૨ કોને, કેને.

૩ કોણે, કેણે.

૪ કોનેમાટે, સારૂ; કેને માટે, સારૂ.

૫ કોનાથી, થકી; કેનાથી થકી.

૬ કોનો, ની, નું, ના, નાં; કેનો, ની, નું, ના નાં.

૭ કોનામાં, કેનામાં, કેમાં.

પ્ર—કોણ એ કયા પુરૂષનું સર્વનામ છે?

ઉ—કોણ એ ત્રીજા પુરૂષનું સર્વનામ છે.

પ્ર—કોણનું પદચ્છેદ વિશેષણથાય એવો એક દાખલોઆપો.

ઉ—કોણરાયની દીકરી. એમાં કોણ વિશેષણ છે.

પ્ર—સર્વનામની જાતિ કઇ કહેવાય.

ઉ—જે નામને ઠેકાણે તે વપરાય, તે નામની જે જાતિ હોય તે તેની જાતિ કહેવાય.

પ્ર—સર્વનામનાં રૂપાખ્યાનમાં કોઇ સર્વનામ જાતિ દર્શકછે?

ઉ—તેણીએ. આ એકજ રૂપ છે. તે નારીજાતિના એક વચનમાં છે. (એ રૂપ પારસી—ગૂજરાતી લખાણમાં જોવામાં આવે છે.)

પ્ર—સર્વનામનાં રૂપાખ્યાપનમાં જેરૂપ એક કરતાં વધારે વિભકિત તથા એક કરતાં વધારે વચનમાં વપરાતાંહોય તે રૂપ કહો. ને તે શેમાં વપરાય છે? ને જણાવો.

ઉ—અમે—પહેલી ને ત્રીજીના બહુવચનમાં. તમે—પહેલીને ત્રીજીના બહુવચનમાં. મારે—બીજી, ત્રીજી ને ચોથીના એક વચનમાં. અમારે—બીજી, ત્રીજી ને ચોથીના બહુવચનમાં. તારે—બીજી, ત્રીજી, ને ચોથીના એકવચનમાં. તમારે—બીજી ત્રીજી ને ચોથીના બહુવચનમાં. તે—પહેલી વિભક્તિના એકવચન તથા બહુવચનમાં. આપણે—પહેલી, બીજી, ત્રી-

જી ને ચોથીના બહુવચનમાં. પોતે–પહેલી ને ત્રીજીના અં-
નેવચનમાં. આવે ઠેકાણે નામ મૂકી જોવાથી વિભક્તિ-
ને વચન માલમ પડે છે.

**પ્ર**–આ, એ, ઓલ્યો, પેલો, ફલાણો, કયો, શું, જે, એ
શબ્દોને હોપ સાહેબે શેની અંદર ગણ્યા છે? પહેલાં
શેમાં ગણતા હતા? હોપ સાહેબે તેમ શું કરવા કર્યું હશે?

**ઉ**–એ શબ્દો આજ સુધી સર્વનામમાં ગણાતા હતા. પણ
હોપ સાહેબે તેમને વિશેષણ ગણ્યા છે, તેનું કારણ એકે
તે ઘણી વખત વિશેષ્યની સાથે વપરાય છે, માટે કેટ-
લેક ઠેકાણે વિશેષણને કેટલેક ઠેકાણે સર્વનામ ગણવા
જોઇએ, તે નાનાં છોકરાંને સમજવું મુશ્કેલ પડે માટે
વિશેષણમાં ગણ્યા છે.

**પ્ર**–આ તથા એનાં રૂપાખ્યાપન લખો.

**ઉ**–

| | એકવચન | બહુવચન |
|---|---|---|
| ૧ | આ. | આ. |
| ૨ | આને. | આમને. |
| ૩ | આણે. | આમણે. |
| ૪ | આને માટે, સારૂ. | આમને માટે, સારૂ. |
| ૫ | આનાથી, થકી. | આમનાથી, થકી, |
| ૬ | આનો, નો, ની, નું, ના, નાં. | આમનો, ની, નું, ના, નાં |
| ૭ | આનામાં, આમાં. | આમનામાં. |

"એ"નાં રૂપાખ્યાપન.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧ | એ. | એઓ. |
| ૨ | એને. | એઓને, એમને. |
| ૩ | એણે. | એઓએ, એમણે. |
| ૪ | એને માટે, સારૂ. | એઓને માટે, સારૂ. એમને માટે, સારૂ. |

| | |
|---|---|
| ૫ એથી, થકી. | એઓથી, થકી. |
| ૬ એનો, ની, નું, ના, નાં. | એઓનો, ની. નું, ના, નાં. |
| | એમનો, ની, નું, ના, નાં. |
| ૭ એમાં. | એઓમાં, એમનામાં. |

પ્ર–પેલો, પેલી, પેલું, ઓલ્યો, ઓલી, ઓલ્યું, ફલાણો, ફલાણી ફલાણું, કયો, કઈ, કયું. એનાં રૂપાખ્યાપન કોના પ્રમાણે થાય છે? ને તે સઘળાં બોલવામાં વપરાય છે?

ઉ–એ શબ્દોનાં રૂપાખ્યાપન સારો, સારી, સારૂં એ પ્રમાણે થાય છે, પણ બોલવામાં ઝાઝાં વપરાતાં નથી.

પ્ર–શો, શી, શુંના રૂપાખ્યાપન લખો?

નરજાતિ "શો"

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧ શો. | શા. |
| ૨ શાને, શેને. | એકવચન પ્રમાણે બહુવચનમાં રૂપ થાય છે. |
| ૩ શાણે. શેણે. | |
| ૪ શાને માટે. સારૂ, શેને માટે, સારૂ. | |
| ૫ શાથી, થકી. | |
| ૬ શાનો ની, નું, ના, નાં. શેનો, ની, નું, ના, નાં. | |
| ૭ શામાં, શેમાં. | |

શુંનાં રૂપાખ્યાપન શો પ્રમાણે થાય છે. ફક્ત બહુવચનમાં શાને ઠેકાણે શાં, ને પેહેલીના એક વચનમાં શોને બદલે શું વપરાય છે; શીનું બહુ વચન શીજ થાય છે, તેને વિભક્તિના પ્રત્યય લાગતા નથી,

## વિશેષણ.

પ્ર–વિશેષ્યની વ્યાખ્યા આપો.

ઉ–વિશેષણ જેમનો ગુણ, સંખ્યા વગેરે બતાવે, તેને વિશેષ્ય કહે છે. જેમ રાતો ઘોડો. રાતું લૂગડું. એમાં રાતો તથા રાતું એ "વિશેષણ" ને ઘોડો તથા લૂગડું એ વિ-

શેષ્ય છે.

પ્ર–વિશેષણ શબ્દના કયા વર્ગનો ગુણ બતાવે છે? અને કયા વર્ગનો નથી બતાવતું ? તે દાખલા આપી સમજાવો.

ઉ–નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ ને અવ્યયનો ગુણ બતાવે છે. જેમ સારો છોકરો, મેલો તે, ઘણો મોટો, ધીમો ચાલ, થોડું રહીને. પણ અવ્યયની અંદર ઉભયાન્વયી અવ્યય અને કેવળપ્રયોગી અવ્યયનો ગુણ નથી બતાવતું. અને શબ્દયોગી તથા ક્રિયાવિશેષણ અવ્યયનો ગુણ બતાવે છે, કેમકે તે ખરેખરા અવ્યય નથી, પણ એ શબ્દો શબ્દના બીજા વર્ગને મળતા હોય છે. જેમ ઘણુંજ પાસે, એમાં "પાસે" એ ક્રિયા વિશેષણ અવ્યયનો ગુણ બતાવે છે. એ "પાસે" શબ્દ મૂળે નામ છે. (પાર્શ્વ (સં.) પરથી પાસું, અને તે પરથી પાસે.)

પ્ર–વિશેષણના પ્રકાર કેટલા છે? તેમનાં નામ તથા વ્યાખ્યા આપો

ઉ–વિશેષણના પ્રકાર બે છે. પહેલો તથા બીજો પ્રકાર. જેને છેડે જાતિદર્શક ઓ, ઇ, ઉં હોય, તે પહેલા પ્રકારનાં. જેમ સારો, સારી, સારૂં. ત્રણે જાતિમાં સરખાં છે, તે બીજા પ્રકારનાં. જેમ લાલ, સફેદ, વગેરે.

પ્ર–વિશેષણના ને નામના પ્રકાર શા ઉપરથી પાડેલા છે? તે બંને પ્રકારનો મુકાબલો કરો.

ઉ–તે બંનેના પ્રકાર રૂપ ઉપરથી પાડેલા છે. વિશેષણના પ્રકાર તેને છેડે જાતિ દર્શક પ્રત્યયો લગાડવાથી ફેરફાર થાય છે, કે નહીં? તે પરથી પાડેલા છે; ને ન પ્રકાર તેને છેડે વિભક્તિ તથા બહુવચનના પ્રત્યયો લગાડવાથી તેમાં ફેરફાર થાય છે કે નહીં? તે પરથી પાડેલા છે.

**પ્ર**–વિશેષણને વિભક્તિના પ્રત્યયો લાગી શકે કે નહીં ?

**ઉ**–બંને પ્રકારનાં વિશેષણ જ્યારે વિશેષ્ય વિના એકલાં આવે છે, ત્યારે તેને નામની પેઠેજ વિભક્તિઓ લાગે છે, જેમ ભલામાં ભલાઈ હોય છે. પણ જ્યારે વિશેષ્યની સાથે આવે, ત્યારે બંને પ્રકારનાં વિશેષણને વિભક્તિના પ્રત્યય લાગતા નથી, પણ પેહેલા પ્રકારનાં વિશેષણને છેડે તેના વિશેષ્યના છેડાના સ્વર પ્રમાણે "આ" અગર "એ" થાય છે. જેમ રાતો ઘોડો. એને બીજી વિભક્તિ લગાડીએ તો રાતા ઘોડાને થાય છે, આમાં આ થાયછે, ને રાતે ઘોડે એમાં એ થાયછે, પણ સફેદ લૂગડે એમાં "એ" વધતો નથી.

**પ્ર**–સારે છોકરે એમાં સારે કઇ વિભક્તિ છે ?

**ઉ**–એમાં સારે એ ત્રીજી વિભક્તિ છે. એમાં 'એ" પ્રત્યય ત્રીજીનો નથી, પણ વિશેષ્યના છેડાનો સ્વર તેને લાગેલો છે, એટલે છોકરે એમાં છેલ્લા "એ" નો ઉચ્ચાર થાય છે, તેને લીધે સારે બોલાય છે.

**પ્ર**–વિશેષણ ક્રિયાપદનો ગુણ બતાવે, ત્યારે તેને જાતિ, વચન ને વિભક્તિ કોનાં લાગે? ને શા કારણથી ?

**ઉ**–ક્રિયાપદને જાતિ વચન તેના ક્રિયાનાથનાં લાગે છે, માટે તેના વિશેષણને તેના ક્રિયાનાથનાં જાતિ વચન લાગે છે, પણ ક્રિયાપદને તેના ક્રિયાનાથની વિભક્તિ લાગતી નથી, માટે વિશેષણને વિભક્તિના પ્રત્યય લાગતા નથી, પણ પહેલી વિભક્તિમાં રહે છે; કેમકે ક્રિયાપદ વિભક્તિ વિનાનું છે. જેમ છોકરાને ઘણો માર્યો. એમાં ઘણો એ માર્યાનો ગુણ બતાવે છે, પણ તેની વિભક્તિ પહેલી કહેવી.

**પ્ર**–વધતા ઓછા ગુણનો મુકાબલો નામની સાથે કરવો હોયતો શા વડે થાય છે ?

ઉ–" કરતાં " ને " થી " વડે.

પ્ર–વિશેષણને તેના વિશેષ્ય પ્રમાણે શું કહેવું જોઈએ ?

ઉ–જાતિ, વચન ને વિભક્તિ.

પ્ર–૨–૩–૪–૫ ને ૬ એ સંખ્યાનું એકવચન કરો, તથા તે સિવાય બીજી સંખ્યાઓનું એકવચન કરવાને શું ઉમેરવું જોઈએ ?

ઉ–બીજો, ત્રીજો, ચોથો. પાંચમો, છઠ્ઠો, બાકીની સંખ્યાને છેડે નરજાતિમાં મો, નારીજાતિમાં મી, ને નાન્યતરજાતિમાં મું. એ પ્રત્યય ઉમેરવાથી તેમાં એકવચનનો અર્થ આવે છે. જેમ–બત્રીશમો, ત્રેવીશમી, સતાવીશમું એ બધાં એકવચન છે.

પ્ર–કોઈ વખત ની ઉમેરવાથી એકવચનનો અર્થ આવે, એવો એક દાખલો આપો.

ઉ–**૫૫**રની સાલમાં,

પ્ર–પહેલા પ્રકારનું વિશેષણ ક્રિયાવિશેષણ અવ્યય ક્યારે થાય?

ઉ–પહેલા પ્રકારના વિશેષણને ત્રીજી વિભક્તિનો એ પ્રત્યય લાગે, ને તે ક્રિયાપદનો ગુણ બતાવે તો તેનું પદચ્છેદ ક્રિયા વિશેષણ અવ્યય થાય. જેમ તે ઘણે છેટે હતો, તે ઘણે આઘે હતો.

પ્ર–વિશેષણને વાક્યમાં ગોઠવવાની રીત લખો.

ઉ–જ્યારે નામ, વિશેષણ, ક્રિયાપદને અવ્યયનો ગુણ બતાવે, ત્યારે તે વિશેષણ તેની પહેલાં અગર તેની પાછળ આવે, પણ સર્વનામનો ગુણ બતાવે છે, ત્યારે તો તે વિશેષણ સર્વનામની પછીજ આવે. જેમ સારો છોકરો છે અથવા છોકરો સારો છે, તે શું કરે છે ? અથવા તે કરે છે શુ ? હું લાંબો ઘણો છું, અથવા હું ઘણો લાંબો છું. એમ બોલાય, પણ તે સારો છે, તેને બદલે સારો તે છે એમ ન બોલાય.

પ્ર–જે વિશેષણ ક્રિયાપદનો ગુણ બતાવે છે, તે તથા ક્રિયા-વિશેષણ અવ્યયમાં ફેર શો ?

ઉ–જે વિશેષણ ક્રિયાપદનો ગુણ બતાવે છે, તે તેના ક્રિયાનાથ પ્રમાણે જાતિ વચનમાં ફરી શકે છે, અને ક્રિયાવિશેષણ અવ્યય ક્રિયાપદના ક્રિયાનાથ પ્રમાણે ફરી શકતું નથી. જેમ છોકરો ઘણો દોડ્યો, એ વિશેષણ, ને છોકરો ઘણું દોડ્યો, એ ક્રિયાવિશેષણ અવ્યય.

પ્ર–બીજા પ્રકારનું વિશેષણ નામની પછી આવે, અને ક્રિયાપદની પહેલાં આવે, ત્યારે તે નામનો ગુણ બતાવે છે કે ક્રિયાપદનો ગુણ બતાવે છે ? તે શોધી કાઢવાની રીત લખો.

ઉ–જો તે નામની પહેલાં મૂકી શકાય, તો તે વિશેષણ તે નામનો ગુણ બતાવે છે, એમ જાણવું. જેમ–તે છોકરો રંગે લાલ છે, એમાં લાલનો વિશેષ્ય રંગ છે, કેમકે તે રંગની પહેલાં મૂકી શકાય છે, ને ન મૂકી શકાય, તો તે ક્રિયાપદનો ગુણ બતાવે છે, એમ જાણવું જેમ પરમેશ્વરે દુનિઆ ઉત્પન્ન કરી, એમાં ઉત્પન્નનો વિશેષ્ય ક્રિયાપદ છે.

પ્રમાણે ફરે નહીં એવાં અકારાંત ને ઉકારાંત વિશેષણના પાંચ દાખલા આપો.

ઉ–અકારાંત–લાલ, સફેદ, નક્કર, કઠણ, બરડ.
ઉકારાંત–માયાળુ, દયાળુ, હિતેચ્છુ, કૃપાળુ.

## ક્રિયાપદ.

પ્ર–ધાતુ એટલે શું? ને તે શોધી કાઢવાની રીત લખો.

ઉ–જે મૂળ ઉપરથી ક્રિયાપદનાં જૂદાં જૂદાં રૂપ થાય છે, તે મૂળનું નામ ધાતુ પાડ્યું છે. જેમ આપે છે, આપતો, અપાયું. ઇત્યાદિનો ધાતુ આપ. ધાતુ શોધી કાઢવામાટે

ક્રિયાપદને અનિયમિત વર્તમાન કાળના બીજા પુરૂષના એકવચનમાં આજ્ઞાર્થ રૂપમાં મૂકવું, અને તે રૂપ તેજ ધાતુ. જેમ તે ચોપડી આપે છે, એનું બીજા પુરૂષના એકવચનનું આજ્ઞાર્થ રૂપ "આપ" છે, માટે આપે છે એનો ધાતુ "આપ" છે.

**પ્ર**–કર્ત્તાને કર્મ એટલું શું ?

**ઉ**–કર્ત્તા=ક્રિયાનો કરનાર અથવા જે શબ્દ કરનારની પેઠે ક્રિયાપદનાં રૂપ, પોતાનાં જાતિ, વચનને પુરૂષ પ્રમાણે ફેરવે છે તે. કર્મ=ક્રિયાનો ખમનાર. અથવા કર્ત્તાનું ઉપજાવેલું ફળ. જ્યારે સકર્મક ક્રિયાપદનો કર્ત્તા ત્રીજી વિભક્તિમાં હોય છે, ત્યારે જે શબ્દ પ્રમાણે ક્રિયાપદનાં રૂપ ફરે છે, તે કર્મ જાણવું.

**પ્ર**–કર્ત્તાને કર્મ શોધી કાઢવાની રીત લખો.

**ઉ**–ધાતુ ઉપર નાર પ્રત્યય મૂકી કોણ સવાલ પૂછવો, જે જવાબ આવે, તે કર્ત્તા જાણવો. આવી રીતે સવાલ પૂછતાં પહેલી વિભક્તિનો કર્ત્તા માલમ પડે છે. જો કર્ત્તા ત્રીજીમાં હશે, તો ક્રિયાપદની પહેલાં કોણે મૂકી સવાલ પૂછતાં જે જવાબ આવે તે કર્ત્તા જાણવો. ધાતુ ઉપર વાનું પ્રત્યય મૂકી શું સવાલ પૂછતાં જવાબ આવે તે કર્મ.

**પ્ર**–ધાતુના મુખ્ય કેટલા પ્રકારછે,તેનાં નામ તથા વ્યાખ્યાઆપો?

**ઉ**–મુખ્ય બે પ્રકાર છે. (૧)સકર્મક (૨)અકર્મક. અકર્મક ક્રિયાપદ એટલે જેના કર્ત્તાની ક્રિયા કર્ત્તામાંજ રહીને બીજા માણસ અગર વસ્તુ ઉપર લાગુ પડતી નથી તે. જેમ જા, બેસ, પડ, સંતા, દોડ ઈત્યાદિ. સકર્મક ક્રિયાપદ એટલે જેના કર્ત્તાની ક્રિયા બીજા માણસ અગર વસ્તુ ઉપર લાગુ પડેછે તે. જેમ–લખ, બોલાવ, ફેરવ ઇત્યાદિ.

**પ્ર**–સકર્મક ને અકર્મક ક્રિયાપદ ઓળખવાની રીત લખો ?

ઉ–ધાતુ ઉપર નાર પ્રત્યય મૂકી "કોણ" એમ સવાલ પૂછવો, અને વાનું પ્રત્યય મૂકી "શું" એમ સવાલ પૂછવો. જો બંનેના જવાબ એક આવે તો તે ક્રિયાપદ અકર્મક+ છે, એમ જાણવું, ને જૂદા જૂદા આવે તો સકર્મક ક્રિયાપદ જાણવું.

પ્ર–અકર્મક ઉપરથી સકર્મક કરવાની રીત આપો.

ઉ– (૧) કેટલાએક ધાતુના પહેલા અક્ષરમાં આ ઉમેરવાથી. જેમ–પડનું પાડ. વળનું વાળ. મરનું માર.

(૨) કોઈ વાર છેલ્લા અક્ષરની પહેલા અક્ષરમાં એ ભળ્યાથી. જેમ–ઉછરનું ઉછેર. ભળનું ભેળ.

(૩) કોઈવાર છેલ્લા, અથવા છેલ્લાના પહેલાના "આ"નો "અ" કરી આડ, વાડ (અથવા વાર) પ્રત્યય લગાડવાથી પણ સકર્મક થાય છે. જેમ જાગનું જગાડ.

(૪) કોઇનાં બે રીતે સકર્મક રૂપ થાય છે. જેમ–ખસનું ખસેડ, ખેસવ. હરનું હરાવ, હેરવ. ફરનું ફરાવ, ફેરવ. ગરનું ગરાવ, ગેરવ. ભળનું, ભેળવ, ભેળ.

(૫) "ટ" કારાંત ધાતુમાં ટ નો ડ થઇને ઉપાંત્ય ઈ કે ઉ સ્વરનો ગુણ* થઈને સકર્મક બને છે. જેમ ફાટનું ફાડ, ફુટનું ફોડ. તુટનું તોડ. છૂટનું છોડ.

પ્ર–ધાતુના મુખ્ય ભેદ સિવાય બીજા ભેદ જાણતા હો, તો તેનાં નામ લખો?

ઉ–(૧) પ્રયોજ્ય, (૨) ભાવવાચ્ય, (૩) અનુકરણવાચક, (૪) ઉભયવિધ (૫) અપૂર્ણ ધાતુ.

---

+થા ધાતુમાં એ નિયમ લાગુ પડતો નથી. જેમ છોકરો રાજા થયો–એમાં "રાજા" એ કર્મ નથી. એ વાત કર્મની વ્યાખ્યા વાંચ્યાથી સમજાશે.

* ઇનો એ, ઉનો ઓ, ઋ નો અર્, ને લૃ નો અલ્ થાય છે, તેને ગુણ કહે છે.

**પ્ર**–પ્રયોજ્ય ધાતુ એટલે શું ? તે સમજાવો.

**ઉ**–જ્યારે કર્તા પોતે કામ ન કરતાં બીજાની પાસે કરાવેછે, ત્યારે ધાતુનું રૂપ પ્રયોજ્ય થઈ જાય છે. જેમ તું ચોપડી બીજા પાસે લખાવ, એમાં "તું" એ બીજા પુરૂષે કાંઈ ક્રિયા કરી નથી, પણ તેણે તો બીજા પાસે કરાવી છે, પ્રયોજ્યને કેટલાએક પ્રેરક પણ કહે છે. પ્રેરક એટલે ઉશ્કેરનાર, મતલબ કે પોતે ન કરતાં બીજાનેઉશ્કેરનાર.

**પ્ર**–પ્રયોજ્ય ધાતુ શી રીતે બની શકે?

**ઉ**–મૂળ ધાતુ ઉપર આડ, આવ, આવરાવ, વગેરે પ્રત્યય લાગીને જે રૂપ થાય છે, તે પ્રયોજ્ય ધાતુ ગણવો. જેમ લખાવ, જમાડ, કહેવડાવ, લખાવરાવ વગેરે.

**પ્ર**–સકર્મક ધાતુ ઉપરથી અથવા અકર્મકનું સકર્મક કર્યા પછી, પ્રયોજ્ય ધાતુ શી રીતે થાય છે?

**ઉ**–(૧) ધાતુમાં † ઉપાંત્ય સ્વર આ ન હોય એવા અકારાંત ધાતુને આવ લગાડ્યાથી. જેમ મૂકનું મૂકાવ, પૂછનું પૂછાવ, કરનું કરાવ, ખોદનું ખોદાવ.

(૨) ધાતુમાં ઉપાંત્ય"આ"હોયતો આનો"અ"થઈ જાય છે. જેમ બાળનું બળાવ, મારનું મરાવ, ડાટનું ડટાવ, બીવાડનું બીવડાવ, જગાડનું જગડાવ.

(૩) પ્રયોજ્યના રૂપને રાવ લાગવાથી એટલે સકર્મકના રૂપને ઉપલા નિયમ પ્રમાણે આવરાવ ( આવડાવ ) લગાડેથી. જેમ કરાવરાવ, મરાવરાવ, ખવડાવરાવ.

**પ્ર**–પ્રયોજ્ય ધાતુ ઓળખવાનો સાધારણ નિયમ લખો.

**ઉ**–જેની પાસે કામ કરાવવું હોય તેને પાસે, કને, સાથે, મારફતે, એ શબ્દો અથવા એના જેવા બીજા કોઈ શબ્દો

---

† ઉપાંત્ય એટલે છેવટના અક્ષરની પહેલાનો જેમ બાળ, માર, એમાં આ ઉપાંત્ય સ્વર છે. પૂછ, મૂક, એમાં ઉ, કર એ બોલમાં અ ઉપાંત્ય સ્વર છે.

લાગીને તે શબ્દ કર્ત્તા કે કર્મમાં રહે નહીં, તો ક્રિયાપદ પ્રયોજ્ય સમજવું.

પ્ર–કોઈવાર પ્રયોજ્યનું રૂપ છતાં પ્રયોજ્ય હોતું નથી, એવા દાખલા આપો?

ઉ–જેમ બાપે છોકરાને ભણાવ્યો. અહીં જો બાપે પોતે શીખવનાર થઈને છોકરાને વિદ્યા શીખવી હોય, તો તે પ્રયોજ્ય નથી, પણ જો બાપે કોઇ બીજા પાસે તેને ભણાવ્યો હોય તો પ્રયોજ્ય કહેવાય. મેં મારી પાઘડી તેની પાસે બંધાવી. વિવાહ ઉપર મારા ભાણેજને મેં પાઘડી બંધાવી. આ બે વાક્યમાંનું પહેલું ક્રિયાપદ પ્રયોજ્ય અને બીજુ નહીં.

પ્ર–ભાવવાચ્ય ધાતુ એટલે શું?

ઉ–જે ધાતુને કર્ત્તા કર્મ બીલકુલ લાગતાં નથી, તે ભાવવાચ્ય ધાતુ કહેવાય, એવા ધાતુનો કર્ત્તા ભાવ માનવામાં આવે છે. જેમકે આજ મારા પેટમાં દુઃખેછે, એમાં દુઃખ એ ભાવવાચ્ય ધાતુ ગણાય, પણ જો મારા પેટમાં ગાંઠ દુખેછે એમ હોય તો ભાવવાચ્ય ન ગણવો.

પ્ર–ભાવવાચ્ય ધાતુના કેટલાક દાખલા આપો.

ઉ–દુઃખ, ગમ, બન.

પ્ર–અનુકરણવાચક એટલે શું? તેના કેટલાક દાખલા આપો.

ઉ–અનુકરણવાચક એટલે કોઇ જનાવરથી થતો ઉચ્ચાર કે પદાર્થથી સંભળાતો અવાજ બોલી બતાવવા જે ધાતુ વપરાય છે, તે અનુકરણવાચક કહેવાય. જેમ ગડબડ, બડબડ, ધમધમ.

પ્ર–ઉભયવિધ ધાતુ એટલે શું?

ઉ–જે ધાતુ કોઈ વખત અકર્મક, ને કોઇ વખત સકર્મક થાય છે, તે ઉભયવિધ કહેવાય છે.

પ્ર–ઉભયવિધ ધાતુના કેટલાએક દાખલા આપો.

**ઉ**–ગળ, ભાગ, વહે, વગેરે. બીજી વિભક્તિમાં કર્મ આવે એવા–હસ, રડ, કુટ, ફુટ, ફળ, લાગ, સળ, ઇત્યાદિ.

**પ્ર**–અપૂર્ણ ધાતુ એટલે શું? તેના કેટલાક દાખલા આપો ?

**ઉ**–જે ધાતુના બધા કાળમાં રૂપ થતાં નથી, તે અપૂર્ણ ધાતુ કહેવાય. જેમ છ, હો, જોઈ, ઈત્યાદિ. છ ધાતુનાં વર્ત્તમાનકાળ સિવાય બીજા કાળમાં રૂપ થતાં નથી, ને હો ધાતુનાં અનિયમિતભૂતકાળમાં રૂપ થતાં નથી.

**પ્ર**–અકર્મક પ્રયોજ્ય, અને સકર્મક ભાવવાચ્ય તથા અનુકરણવાચક ક્રિયાપદના ત્રણ દાખલા આપો ?

**ઉ**–પ્રયોજ્ય ધાતુ અકર્મક હોયજ નહીં, તેમ ભાવવાચ્ય ને અનુકરણવાચક સકર્મક હોયજ નહીં માટે એવો દાખલો મળે નહીં.

**પ્ર**–કૃદંત એટલે શું ?

**ઉ**–ઘણુંકરીને જાતિદર્શક કાળના પ્રત્યય ધાતુ ઉપર લાગવાથી કૃદંત બને છે.

**પ્ર**–કૃદંત તથા ક્રિયાપદમાં તફાવત શો?

**ઉ**–ધાતુ ઉપર પુરૂષદર્શક કાળના પ્રત્યય આવવાથી ક્રિયાપદ બને છે, અને ઘણુંકરી ધાતુ ઉપર જાતિદર્શક કાળના પ્રત્યય લાગવાથી કૃદંત બને છે.

**પ્ર**–કૃદંતના કેટલા પ્રકાર છે? ને તેનાં નામ આપો.

**ઉ**–ચાર (૧) કૃદંત નામ. (૨) કૃદંત વિશેષણ. (૩) કૃદંત અવ્યય. (૪) કૃદંત ક્રિયાપદ.

**પ્ર**–કૃદંત નામની વ્યાખ્યા આપો. અને તેના કયા કયા પ્રત્યયો છે?

**ઉ**–જે કૃદંત કર્ત્તા અથવા કર્મ થઇ શકે, અથવા જેને જાતિ, વિભક્તિ ને વચનના પ્રત્યય લાગી શકે તે. જેમ વાંચવું શરૂ કર્યું, એમાં વાંચવું એ કૃદંત નામ કર્મને ઠેકાણે વપરાયું છે. આ છોકરાનું લખવું સારૂં છે. એમાં

લખવું એ કૃદંત નામ કર્ત્તાને ઠેકાણે વપરાયું છે. તેણે મને મળવાને બોલાવ્યો, એમાં મળવાને એ કૃદંત નામને ચોથી વિભક્તિ લાગી છે. કૃદંત નામના પ્રત્યયો વો, વી, વું (વિધિ વર્તમાનકાળના પ્રત્યય) છે.

પ્ર–ક્યા કૃદંતને વિભક્તિના પ્રત્યય લાગી શકે છે?

ઉ–કૃદંત નામને.

પ્ર–કૃદંત નામ ક્યારે જાતિ વચનમાં ફરે છે? અને ક્યારે નથી ફરતું?

ઉ–જ્યારે કૃદંત નામ પહેલી વિભક્તિમાં હોયછે, ત્યારે તેના ક્રિયાનાથની જાતિ વચન પ્રમાણે ફરે છે, પણ જ્યારે પહેલી સિવાય બીજી હરકોઈ વિભક્તિમાં હોય છે, ત્યારે તેના ક્રિયાનાથની જાતિ વચન પ્રમાણે ફરતું નથી.

પ્ર–કૃદંત વિશેષણ એટલે શું? ને તેના પ્રત્યય કયા?

ઉ–જે કૃદંત નામ વગેરેનો ગુણ બતાવે તે કૃદંત વિશેષણ. કૃદંત વિશેષણના પ્રત્યયો તો, તી, તું, ડો, ડી, ડું, યો, ઇ, યું, લો, લી, લું, અથવા એલો, એલી, એલું, નારો, નારી, નારૂં, ટુંકામાં કહીએ તો ભૂત, અનિયમિતભૂત ને વિશેષ્ય[1]ભૂતના પ્રત્યય સિવાય નારો, નારી, નારૂં અને નાર, એ પ્રત્યયો છે.

પ્ર–નાર પ્રત્યયથી કયા કયા કૃદંત બને છે?

ઉ–*કૃદંત નામ, અને કૃદંત વિશેષણ. જો નાર પ્રત્યયવાળા કૃદંતની પછી વિશેષ્ય આવે તો તે કૃદંત વિશેષણ થાય

---

[1] એલો, એલી, એલું એ પ્રત્યયને ટેલર વ્યાકરણમાં વિશેષ્યભૂતના પ્રત્યય કહેલા છે.

* કૃદંતનામને વર્તમાનકૃદંત પણ કહેછે.
કૃદંતવિશેષણને ભૂતકૃદંત કહેછે.
કૃદંતક્રિયાપદને એકલું ક્રિયાપદ કહેછે.

છે, નહીંતો કૃદંત નામ થાય છે. જેમ આ કામ કરનાર કોણ છે. એમાં કરનાર કૃદંત નામ છે, અને આ કામ કરનાર માણસ સારો નથી. એમાં કરનાર કૃદંત વિશેષણ છે.

**પ્ર**–ઇ, યાં ને તાં પ્રત્યયથી ક્યાં ક્યાં બને છે? તેને ઓળખવાની રીત કહો.

**ઉ**–કૃદંત વિશેષણ ને કૃદંત અવ્યય. જો ઈ, યાં, ને તાં પ્રત્યય વાળાં કૃદંત એના વિશેષ્ય પ્રમાણે ફરતાં હોય, તો કૃદંત વિશેષણ, અને ન ફરતાં હોય તો કૃદંત અવ્યય જેમઃ— તે **ભણી** રહ્યો કૃદંત અવ્યય. તે છોડી **ગઈ** હતી, કૃદંત વિશેષણ. તું તારે **વાંચ્યાં** કર, કૃદંત અવ્યય. છોકરાં ગામ **ગયાં** છે કૃદંત વિશેષણ. તે કામ કરતાં થાકી ગયો, કૃદંત અવ્યય. છોકરાં **વાંચતાં** હતાં, કૃદંત વિશેષણ.

**પ્ર**–ક્યાં ક્રિયાપદ કૃદંત થઈ શકે ?

**ઉ**–જાતિદર્શક પ્રત્યયવાળાં કૃદંત થઈ શકે અને પુરૂષદર્શકવાળાં થઈ શકતાં નથી.

**પ્ર**–સહાયકારક ક્રિયાપદ એટલે શું ?

**ઉ**–કેટલાંએક ક્રિયાપદ બીજાની જોડે આવીને પહેલાંના અર્થમાં કાંઈ વધારો બતાવે છે, માટે તેને સહાયકારક ક્રિયાપદ કહે છે.

**પ્ર**–મુખ્ય ક્રિયાપદ કોને કહે છે?

**ઉ**–જ્યારે ઘણાં ક્રિયાપદ સાથે આવે છે, ત્યારે તેમાંનું પહેલું ક્રિયાપદ તે મુખ્ય કહેવાય છે.

**પ્ર**–સહાયકારકક્રિયાપદ મુખ્યક્રિયાપદની સાથે આવે એવા દાખલા આપો ?

**ઉ**–વાંચી રહ્યો હતો, એમાં વાંચી એ મુખ્યક્રિયાપદ અને રહ્યો હતો એ સહાયકારક. જતો રહ્યો હશે એમાં જતો એ મુખ્ય ક્રિયાપદ ને રહ્યો હશે એ સહાયકારક.

પ્ર–સહાયકારક ક્રિયાપદ મુખ્ય ક્રિયાપદનો અર્થ ફેરવે અગર કોઇ વખત ન ફેરવે તે દાખલા આપી સમજાવો.

ઉ–તેણે વાંચ્યું એને સહાયકારક ક્રિયાપદ લગાડીએ તો વાંચ્યાના અર્થમાં ફેર પડે છે. જા ધાતુ જવાપણું બતાવે છે, પણ સુઇ જા એમાં જા સહાયકારક ક્રિયાપદ આવવાથી સૂઇના અર્થમાં ફેર પડતો નથી, કેમકે એમાં જવાપણાનો કાંઇ અર્થ નથી. નાંખ્યો એમાં ફેંકી નાંખવાનો અર્થ છે, પણ વાંચી નાંખ્યું એમાં નાંખવાનો અર્થ નથી.

પ્ર-સહાયકારક ક્રિયાપદ ને કૃદંતમાં ફેર શો?

ઉ-ઘણાં ક્રિયાપદ સાથે આવે છે ત્યારે તેમાંનું મુખ્ય (પેહેલું) ક્રિયાપદ કૃદંત ગણાય છે, ને બીજાં બધાં સહાયકારક ગણાય છે. સહાયકારક ક્રિયાપદ ઘણાં હોય તો છેલ્લા સહાયકારક ક્રિયાપદ સિવાય બાકીનાં ક્રિયાપદ કૃદંત ગણાયછે.

પ્ર--એવો એક ધાતુ આપો કે જે હમેશાં સહાયકારક તરીકે વપરાય.

ઉ–'શક' ધાતુ.

પ્ર–ભેદ એટલે શું ?

ઉ–ભેદ એટલે પ્રકાર. ક્રિયાપદને કાળના પ્રત્યય લગાડવાના જે બે પ્રકાર છે, તે તેના ભેદ કહેવાય છે.

પ્ર–ભેદ કેટલા છે? તેનાં નામ તથા વ્યાખ્યા આપો.

ઉ–બે (૧) મૂળભેદ (૨) શક્યભેદ. મૂળભેદ એટલે છે, હતું. અથવા થશે એવું જે નક્કી બતાવે તે મૂળભેદ જાણવો. જ્યારે મૂળ ધાતુને કાળના પ્રત્યય લાગે, ત્યારે મૂળભેદ કહેવાય છે. શક્યભેદ (શક્=શક્તિમાન થવું+ય=યોગ્યપણું બતાવનાર પ્રત્યય)=પોતે કામ કરવાને શક્તિમાન છે, એવું જે ક્રિયાપદબતાવે, તે ક્રિયાપદ શક્યભેદમાં જાય છે. શક્યભેદનું બીજું નામ કર્મણિવાચ્ય છે. કર્મણિવાચ્ય

(કર્મણિ=કર્મમાં+વાચ્ય=બોલવું)=કર્મમાં બોલાય તે=જેની અંદર કર્મ કર્ત્તા થએલો હોય તે. એટલે સકર્મક ક્રિયાપદ હોય તો જેની અંદર કર્મ કર્ત્તા થએલો હોય, અને અકર્મક હોય તો જેની અંદર ભાવ કર્ત્તા થએલો હોય તે.

પ્ર—કર્મણિવાચ્યની વ્યાખ્યા સમજાવવાથી શકયભેદની વ્યાખ્યા પૂરી થાય છે કે નહીં?

ઉ—ના. કેમકે તેમાં સકર્મક ક્રિયાપદની વાત આવે, અકર્મકની ન આવે, કેમકે સકર્મક ક્રિયાપદ શકયભેદમાં જાય તો કર્મણિવાચ્ય કહેવાય, પણ અકર્મક ક્રિયાપદ શકયભેદમાં જાય તો કર્મણિવાચ્ય ન કહેવાય.

પ્ર—શકયભેદની વ્યાખ્યામાં કેટલાક કઈ જાતની ભૂલ કરેછે?

ઉ—જે ક્રિયાપદ શંકા પડતી વાત બતાવે તે શક્યભેદ, પણ તે તદન ખોટું છે.

પ્ર—થઈ શકે, થઈ શક્યું, થઈ શકશે એનો અર્થ શો?

ઉ—બને, બન્યું, બનશે.

પ્ર—થઈ શકે, થઈ શક્યું, ને થઈ શકશે તેનું પદચ્છેદ શું થાય?

ઉ—એ ત્રણેમાં થઈ કૃદંત અવ્યય છે, ને શકે, શક્યું ને શકશે અકર્મક ક્રિયાપદ છે.

પ્ર—શકયભેદ કરવાના નિયમ લખો.

ઉ—અકારાંત ધાતુમાં આ ઉમેર્યાથી શકયભેદ થાય છે, પણ તે ધાતુના પહેલા અક્ષરમાં 'આ' હોય તો 'અ' થઈ જાય છે. જેમ લખનું લખા, જાળવનું જળવા, બાંધનું બંધા થાય છે.

અકરાંત સિવાય બીજા ધાતુને છેડે શકયભેદમાં વા વધે છે, પણ વા વધારતાં પહેલાં મૂળમાં આ હોય તો અ થઈ જાય છે. જેમ—પીનું પીવા, સૂનું સૂવા, લેનું લેવા, જોનું જોવા, ખાનું ખવા.

પ્ર—કાળ એટલે શું?

ઉ-કાળ એટલે સમય અથવા વેળા. ક્રિયાને અંગે વખત લાગેલો હોય છે તે, એટલે ક્રિયા કયારે બની તે જણાવનારને તેનો કાળ કહે છે.

પ્ર-કાળના મુખ્યભાગ કેટલા છે? તેનાં નામ તથા પેટાભાગ હોય તે લખો, તથા તેની દરેકની વ્યાખ્યા આપો.

ઉ-મુખ્યકાળ ત્રણ છે. (૧) વર્ત્તમાનકાળ (૨)ભૂતકાળ (૩) ભવિષ્યકાળ. વર્ત્તમાનકાળના ત્રણ પેટા ભાગ છે. (૧) વર્ત્તમાનકાળ (૨) અનિયમિતવર્ત્તમાનકાળ (૩) વિધિવર્ત્તમાનકાળ. ભૂતકાળના ત્રણ ભાગ છે (૧) ભૂતકાળ, (૨) અનિયમિતભૂતકાળ (૩) સંકેતભૂતકાળ. ભવિષ્ય કાળના પેટા ભાગ નથી.

(૧) વર્ત્તમાનકાળ એટલે જે ક્રિયાપદ ચાલતો વખત બતાવેછે તે.

(૨) અનિયમિતવર્ત્તમાનકાળ એટલે હુકમ કરતી વખતે અથવા રજા લેતી વખતે વપરાયછે તે. જેમ તું કામ કર, હું જાઉં ?

(૩) વિધિવર્ત્તમાનકાળ- વિધિ=રીત, માટે રીત બતાવનાર કાળ. આ કાળની અંદર વિધિ સાથે હુકમ બતાવેછે. જેમ આ કામ તારે કરવું.

(૪) ભૂતકાળ-ભૂત= ગયો વખત, જે ક્રિયાપદ ગયો વખત બતાવેછે તે.

(૫) અનિયમિતભૂતકાળ એટલે ભૂતકાળનું જારીપણું બતાવે છે તે, એટલે અમુક વખત સુધી તે કામ ચાલતું હતું, એમ બતાવેછે, જેમ તે જ્યારે નાની ઉમરનો હતો ત્યારે રોજ નિશાળે ભણવા જતો.

(૬) સંકેતભૂતકાળ-સંકેત=સરત, એમાં કોઈ પણ જાતિની સરત કરવામાં આવેછે. જેમ તમે કહ્યું હોત તો હું આવત.

(૭) ભવિષ્યકાળ-(ભવિષ્ય=આવતો+કાળ=વખત )= આવતો વખત બતાવે છે તે. *

પ્ર-ભવિષ્યકાળના પેટા ભાગ કેમ નથી?

ઉ-ભવિષ્યકાળ અજાણ્યો વખત બતાવે છે, માટે તેના પેટા ભાગ નથી.

પ્ર-વર્ત્તમાનકાળનો પ્રત્યય હોય, ને તે ભવિષ્યકાળનો અર્થ બતાવે, તથા ભૂતકાળનો પ્રત્યય હોય ને તે વર્ત્તમાનકાળનો અર્થ બતાવે, એવો એક દાખલો આપો.

ઉ-મગનલાલ ગયા પછી હું દશ દહાડે આવું છું. (આવીશ) તમે જાઓ હું તમારી પાછળ આ આવ્યો.(આવું છું)

પ્ર-કયા કાળ જાતિદર્શક છે? ને કયા કાળ પુરૂપદર્શક છે?

ઉ-વર્ત્તમાન, અનિયમિતવર્ત્તમાન, ભવિષ્ય, ને સંકેતભૂતકાળ પુરૂષદર્શક છે, અને વિધિવર્ત્તમાનકાળ, ભૂતકાળ, અને અનિયમિતભૂતકાળ જાતિદર્શક છે.

પ્ર-કયો કાળ અવિકારી છે?

ઉ-સંકેત ભૂતકાળ.

પ્ર-સાતે કાળના પ્રત્યય આપો.

ઉ- વર્ત્તમાનકાળ.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| પે. પુ. ઉં છું. | ઇએ છીએ. |
| બી. પુ. એ છે. | ઓ છો. |
| ત્રી. પુ. એ છે. | એ છે. |

અનિયમિત વર્ત્તમાનકાળ.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| પે. પુ. ઉં. | ઈએ. |
| બી. પુ. એ. | ઓ. |
| ત્રી. પુ. એ. | એ. |

---

*કાળવિષે હકીકત માત્રહોપકૃતનાજ આધારે લખી છે.

### વિધિ વર્તમાનકાળ.

| | |
|---|---|
| ન. જા. વો. | વા. |
| ના. જા. વી. | વી. |
| નાન્ય. જા. વું. | વાં. |

### ભુતકાળ.

| | |
|---|---|
| ન. જા. યો. | યા. |
| ના. જા. યી, | યી. |
| નાન્ય. જા. યું. | યાં. |

### અનિયમિત ભૂતકાળ.

| | |
|---|---|
| ન. જા. તો. | તા. |
| ના. જા. તી. | તી. |
| નાન્ય. જા. તું. | તાં. |

### સંકેત ભૂતકાળ.

પે. પુ. ત.
બી. પુ. ત.
ત્રી. પુ. ત.
} ત્રણે પુરૂષ, ત્રણે જાતિ ને બંનેવચનમાં એજ પ્રત્યય છે.

### ભવિષ્યકાળ.

| | |
|---|---|
| પે. પુ. ઇશ. | ઇશું. |
| બી. પુ. શે. જે. | શો. જો. |
| ત્રી. પુ. શે. | શે. |

પ્ર—ભૂતકાળનો સાધારણ પ્રત્યય કયો છે? તે સિવાય બીજા કોઇ હોયતો દાખલા સાથે લખો.

ઉ—સાધારણ પ્રત્યય યો, યી, યું છે. એ સિવાય બીજા પણછે. જેમ ધો, ધી, ધું.—બીધો, બીધી, બીધું. ઠો, ઠી, ઠું—બેઠો, બેઠી, બેઠું. તો, તી, તું—સૂતો, સૂતી, સૂતું. ણો, ણી, ણું—છપાણો, છપાણી, છપાણું. એલો, એલી, એલું—થએલો, થએલી, થએલું. પણ કેટલાકને યો પ્રત્યય લાગતાં ન

ઉમેરાય છે. †જેમ બીન્યો, બીની, બીન્યું.

પ્ર–ધાતુ પોતે કયો કાળ કહેવાય?

ઉ–અનિયમિત વર્ત્તમાન કાળ.

પ્ર–પુરૂષદર્શક કાળમાં કયા પ્રત્યય એક કરતાં વધારે પુરૂષ કે વચનમાં વપરાય છે?

ઉ–વર્ત્તમાન, અનિયમિતવર્ત્તમાન, ને ભવિષ્ય કાળ એ પુરૂષદર્શક છે, એ ત્રણે કાળમાં બીજા પુરૂષના એકવચનનો પ્રત્યય ત્રીજા પુરૂષના બંને વચનના પ્રત્યયને મળતોછે.

પ્ર–દરેક વચનને ત્રણ પુરૂષ છે, એટલે શું?

ઉ–એટલે એકવચનને બહુવચન એ ત્રણે પુરૂષને લાગે છે.

પ્ર–હોપકૃત વ્યાકરણની ૬૭ મી કલમ સમજાવો.

ઉ–કેટલાંએક સહાય કારક ક્રિયાપદનાં રૂપાખ્યાપન ઘણુંકરીને મુખ્ય ક્રિયાપદનાં રૂપાખ્યાપન પ્રમાણે સઘળા કાળમાં થાય છે, પણ તેમાંનાં કેટલાંક ક્રિયાપદનાં બધા કાળમાં રૂપ થતાં નથી, માટે તેવાં સહાયકારક ક્રિયાપદનાં (છ ને હો ધાતુનાં) રૂપાખ્યાપન સકર્મક ને અકર્મક ક્રિયાપદ (લખ ને આવ ધાતુ)નાં રૂપાખ્યાપનની પહેલાં લખેલાંછે.

પ્ર–છ, હો, આવ, લખ, એ ધાતુનાં મૂળભેદમાં કયાં કયાં કૃદંત બને છે?

ઉ–છ ધાતુનાં–છતો, છતી, છતું, છતા, છતાં,
હો ધાતુનાં–હોવો, હોવી, હોવું, હોવા, હોનારો, હોનારી, હોનારૂં, હોનારા, હોનારાં, હોનાર, હોઈ, હોઈને, હોતાં.
આવ ધાતુનાં–આવવો, આવવી, આવવું, આવ્યો, આવી, આવ્યું, આવનારો, આવનારી, આવનારૂં, આવનારા, આવનારાં, આવતો, આવતી, આવતું, આવતા, આવતાં, આવેલો, આવેલી, આવેલું, આવેલ, આવીને.

---

• †કાઠીઆવાડમાં તો ઘણું કરીને બીનો, બીની, બીનું એમ બોલાય છે.

લખ ધાતુનાં–લખવો, લખવી, લખવું, લખ્યો, લખી, લખ્યું, લખનાર, લખનારો, લખનારી, લખનારૂં, લખનારા, લખતો, લખતી, લખતું, લખેલો, લખેલી, લખેલું, લખેલ, લખીને, લખતાં.

પ્ર–લખ ને આવ ધાતુનાં શક્યભેદમાં કયાં કયાં કૃદંત બનેછે?

ઉ–લખ ધાતુનાં–લખાવો, લખાવી, લખાવું, લખાયો, લખાઇ, લખાયું, લખાનાર, લખાનારો, લખાનારી, લખાનારૂં, લખાતો, લખાતી, લખાતું, લખાએલો, લખાએલી, લખાએલું, લખાએલ, લખાઈ, લખાઇને, લખાતાં. એમાંનાં ઘણાંરૂપો વપરાતાં નથી.

આવ ધાતુનાં–અવાયો, અવાઈ, અવાયું, અવાનાર, અવાનારો, અવાનારી, અવાનારૂં, અવાતો, અવાતી, અવાતું, અવાએલો, અવાએલી, અવાએલું, અવાએલ, અવાઇને, અવાતાં.

પ્ર–આવ ધાતુનાં શક્યભેદનાં રૂપ લખો?

ઉ–

| કાળ. | પુરૂષ. | જાતિ. | વચન. | રૂપ. |
|---|---|---|---|---|
| વર્ત્તમાનકાળ, | ત્રી. પુ. | નાન્ય. જા. | એ.વ. | અવાયછે. |
| અનિયમિતવર્ત્તમાનકાળ, | ,, | ,, | ,, | અવાય. |
| વિધિવર્ત્તમાનકાળ | ,, | ,, | ,, | અવાવું. |
| ભૂતકાળ | ,, | ,, | ,, | અવાયું. |
| અનિયમિતભૂતકાળ | ,, | ,, | ,, | અવાતું. |
| સંકેતભૂતકાળ | ,, | ,, | ,, | અવાત. |
| ભવિષ્યકાળ | ,, | ,, | ,, | અવાશે. |

પ્ર–અકર્મક ક્રિયાપદના શક્યભેદમાં કયો નિયમ ધ્યાનમાં રાખવો?

ઉ–અકર્મક ક્રિયાપદના શક્યભેદનાં રૂપ ત્રીજો પુરૂષ, નાન્યતરજાતિ એકવચનમાંજ લખવાં. કેમકે તેનો ક્રિયાનાથ હમેશાં તે વખતે ભાવ હોય છે, અને ક્રિયાપદનો ભાવ

ત્રીજોપુરૂષ, નાન્યતરજાતિ ને એકવચનમાંજ રહેછે.

પ્ર–પ્રયોગ એટલે શું ?

ઉ–પ્રયોગ ( પ્ર=ઉત્કૃષ્ટરીતે + યુજ્=જોડાવું + અ=ક્રિ. બ. પ્રત્યય)=ક્રિયાપદ જેની સાથે જોડાયું હોય તે પ્રયોગ કહેવાય. જો કર્ત્તાની સાથે જોડાયું હોય તો કર્ત્તરિ, કર્મની સાથે જોડાયું હોય તો કર્મણિ, ને ક્રિયાના ભાવ સાથે જોડાયું હોય તો ભાવે પ્રયોગ થાય.

પ્ર–કોઈ વાક્યમાં ક્રિયાનાથ શી રીતે ઓળખાય?

ઉ–આપેલા વાક્યમાં કર્ત્તા કર્મ કોણ છે, તે ખોળી કાઢવું, પછી એ બંનેમાં કોનઃ પ્રમાણે ક્રિયાપદ ફરે છે, તે તપાસવું, એટલે ઝટ માલમ પડશે. કેમકે ક્રિયાપદનાં રૂપ જેના પ્રમાણે બદલાય છે તે તેનો ક્રિયાનાથ કહેવાય છે. જો અકર્મક ક્રિયાપદ શક્યભેદમાં આવેલું હશે, અગર ભાવવાચ્યનું ક્રિયાપદ હશે તો તેનો ક્રિયાનાથ ભાવ થશે.

પ્ર–કર્ત્તરિ પ્રયોગ ક્યારે થાય ?

ઉ–જ્યારે સકર્મકને અકર્મક બંને ક્રિયાપદમાં કર્ત્તા પહેલી વિભક્તિમાં હોય છે, ત્યારે કર્ત્તરિ પ્રયોગ થાય છે.

પ્ર–કર્મણિ પ્રયોગ ક્યારે થાય?

ઉ–સકર્મક ક્રિયાપદનો કર્ત્તા ત્રીજી વિભક્તિમાં આવે છે, ત્યારે કર્મણિ પ્રયોગ થાય છે. સકર્મક ક્રિયાપદ વિધિવર્ત્તમાનકાળમાં અથવા ભૂતકાળમાં જાય છે, ત્યારે પણ ઘણું કરીને કર્મણિ પ્રયોગ થાય છે.

પ્ર–ભાવે પ્રયોગ ક્યારે થાય ?

ઉ–(૧) અકર્મક ક્રિયાપદનો કર્ત્તા કારણાર્થે ત્રીજી અથવા પાંચમી વિભક્તિમાં આવે છે, ત્યારે અકર્મક ક્રિયાપદ ભાવે પ્રયોગમાં આવે છે.

(૨) અકર્મક ક્રિયાપદ વિધિવર્ત્તમાનકાળમાં આવે છે, ત્યારે ભાવે પ્રયોગ થાય છે.

(૩) ભાવવાચ્ય ક્રિયાપદ ભાવે પ્રયોગમાં આવે છે.

(૪) અકર્મક ક્રિયાપદ શક્યભેદમાં આવે છે, ત્યારે ભાવે પ્રયોગ થાય છે.

પ્ર–સકર્મકને અકર્મક ક્રિયાપદ ક્યા ક્યા પ્રયોગમાં આવીશકે?

ઉ–સકર્મક ક્રિયાપદ કર્ત્તરિ ને કર્મણિ પ્રયોગમાં, અને અકર્મક ક્રિયાપદ કર્ત્તરિ ભાવે પ્રયોગમાં આવેછે.

પ્ર–અકર્મક ક્રિયાપદ કર્મણિ પ્રયોગમાં ને સકર્મક ક્રિયાપદ ભાવે પ્રયોગમાં આવે એવો એક દાખલો આપો.

ઉ–એવા દાખલા મળેજ નહીં, કેમકે અકર્મક ક્રિયાપદમાં કર્મ હોતુંજ નથી; તેથી અકર્મક કર્મણિ પ્રયોગ ન થાય. તેમજ સકર્મક ક્રિયાપદમાં કર્ત્તા અગર કર્મ એમાંથી એકતો ક્રિયાનાથ હોય ને જ્યારે એમાંથી એક ક્રિયાનાથ હોય ત્યારે ભાવે પ્રયોગ થાય નહીં, માટે સકર્મક ભાવે પ્રયોગ પણ ન થાય.

પ્ર–કર્ત્તા કર્મ એકજ જાતિનાં હોય ત્યારે ક્રિયાનાથ કેમ માલમ પડે?

ઉ–તેવે ઠેકાણે બીજી જાતિનાં કર્ત્તા કર્મ મૂકી જોવાં, ને જેના પ્રમાણે ક્રિયાપદ ફરે તે તેનો ક્રિયાનાથ જાણવો.

પ્ર–કર્મ કેટલી જાતનાં છે? તેનાં નામ તથા વ્યાખ્યા આપો.

ઉ–એ (૧) ઉપસ્થ (૨) અનુપસ્થ. ઉપસ્થ (ઉપ=પાસે+સ્થ=રહેનાર)=પાસે રહેનાર એટલે ક્રિયાપદની પાસે રહેલું, અથવા ખરૂં કર્મ. અનુપસ્થ (અન્=નહીં+ઉપસ્થ=પાસેનું)=આઘેનું.

પ્ર–ઉપસ્થ ને અનુપસ્થ કર્મના પદચ્છેદમાં કઈ બાબતપર ધ્યાન રાખવું?

ઉ–અનુપસ્થ કર્મને સંબંધાર્થે બીજી વિભક્તિ કહેવા, અને

ઉપસ્થ કર્મને કર્માર્થે પહેલીવિભક્તિ કહેવી, પણ જો અ
નુપસ્થ કર્મ ઉપસ્થને ઠેકાણે વપરાય તો તેને કર્માર્થે બી-
બીજી વિભક્તિ કહેવી. જેમ-રાજા બ્રાહ્મણને દાન આ-
પે છે. એમાં 'દાન' ઉપસ્થ ને 'બ્રાહ્મણને' અનુપસ્થ ક-
ર્મ છે. મહેતાજીએ મને માર્યો. એમાં ઉપસ્થ કર્મ 'માર'
છે, તે અધ્યાહાર છે, તેથી 'મને' કર્માર્થે બીજી વિભક્તિ
કહેવી.

પ્ર–અનુપસ્થ કર્મ કઈ વિભક્તિમાં આવે?

ઉ–બીજી વિભક્તિમાં આવે.

પ્ર–જાતિદર્શક ક્રિયાપદનો પુરૂપ, અને પુરૂપદર્શક ક્રિયાપદ
ની જાતિ કઇ કહેવાય?

ઉ–તેઓના ક્રિયાનાથ પ્રમાણે પુરૂપ ને જાતિ કહેવાય.

પ્ર–જ્યારે ઘણાં ક્રિયાપદ સાથે આવે ત્યારે છેલ્લા ક્રિયાપદનો
ક્રિયાનાથ કયો હોય છે?

ઉ–જે મુખ્ય ક્રિયાપદનો ક્રિયાનાથ હોય તેજ છેલ્લા ક્રિયા-
પદનો ક્રિયાનાથ હોય છે. જેમ મગન રોટલો ખાતો હ-
તો, એમાં 'ખાતો' નો ક્રિયાનાથ મગન છે, માટે હતોનો
ક્રિયાનાથ પણ મગન છે.

પ્ર–સહાયકારક ક્રિયાપદ મુખ્ય ક્રિયાપદની પહેલાં આવે એ-
વા બે દાખલા આપો.

ઉ–તે વાત હું નથી જાણતો. એમાં 'નથી' સહાયકારક ક્રિ-
યાપદ છે. અને "હતી દાહતી દાડી જે અતી." એમાં
'હતી' એ સહાયકારક ક્રિયાપદ પહેલું વપરાએલું છે.

પ્ર–"જોઇ" ધાતુનાં રૂપાખ્યાપન લખો.

ઉ–વર્ત્તમાનકાળમાં ત્રીજો પુરૂષ–જોઇએ છીએ.
અનિયમિત વર્તમાનકાળમાં ત્રીજો પુરૂષ–જોઇએ.
અનિયમિત ભૂતકાળમાં–જોઈતો, જોઇતી, જોઈતું.
સંકેત ભૂતકાળમાં–જોઈએત.

ભવિષ્યકાળમાં ત્રીજો પુરૂષ-જોઈશે.

પ્ર-ભાવવાચ્ય ને ભાવેપ્રયોગનો મુકાબલો કરો.

ઉ-સઘળાં ભાવવાચ્ય ક્રિયાપદ ભાવેપ્રયોગમાં આવે છે, પણ સઘળાં ભાવેપ્રયોગનાં ક્રિયાપદ ભાવવાચ્ય હોતાં નથી, કેમકે ભાવવાચ્ય એ ધાતુનો પ્રકાર છે, ને ભાવેપ્રયોગ એ પ્રયોગનો પ્રકાર છે.

પ્ર-કર્મણિવાચ્ય અને કર્મણિ પ્રયોગમાં શો તફાવત છે?

ઉ-કર્મણિવાચ્ય તે ભેદનો પ્રકાર છે. કર્મણિવાચ્ય=શક્યભેદ (સકર્મક ક્રિયાપદ શક્યભેદમાં જાય ત્યારે તે કર્મણિ વાચ્ય કહેવાય.) કર્મણિ પ્રયોગ તે પ્રયોગનો પ્રકાર છે. કોઇ વખત કર્મણિ વાચ્યનું ક્રિયાપદ કર્મણિ પ્રયોગમાં ન આવે. તેમ કર્મણિ પ્રયોગનું ક્રિયાપદ કર્મણિ વાચ્યમાં ન આવે, કેમકે કોઈ સકર્મક ધાતુ જ્યારે કર્મણિવાચ્યમાં (શક્યભેદમાં) જાય છે, ત્યારે અકર્મક ક્રિયાપદ બને છે, તો પછી અકર્મક ક્રિયાપદનો કર્મણિ પ્રયોગ શી રીતે હોઇ શકે?

પ્ર-સકર્મક ક્રિયાપદ ભૂતકાળમાં હોય ત્યારે તેનું લક્ષણ શું? ને તેમાં કોઇ અપવાદ હોય તો લખો.

ઉ-તે વખતે તે ક્રિયાપદ ઘણું કરીને કર્મણિ પ્રયોગમાં આવે છે, પણ કેટલાક ધાતુનો ભૂતકાળે કર્મણિ પ્રયોગ થતો નથી. તેવા કર્ત્તરિ પ્રયોગમાં આવે છે. જેમ છોકરો રમત રમ્યો, છોકરો રોટલી જમ્યો, આ વાક્યમાં ક્રિયાપદ કર્ત્તરિ પ્રયોગમાંછે.

પ્ર-ભૂતકાળમાં કર્મણિ પ્રયોગ ન થાય એવા સકર્મક ધાતુ લખો, ને તે ક્યારે કર્મણિ પ્રયોગ થાય?

ઉ-અડ, અડક, ચૂક, જમ, પામ, બોલ, ભણ, લાવ, વળગ, શીખ, સમજ ઇત્યાદિ. આવા ધાતુ વિધિ વર્તમાન-

કાળમાં આવે છે, ત્યારે કર્મણિ પ્રયોગ થાય છે.

પ્ર–ભૂતકાળમાં કર્ત્તરિ ને કર્મણિ બંને પ્રયોગ થાય એવા સકર્મક ધાતુ લખો, ને તેનો ક્યારે કર્ત્તરિ ને ક્યારે કર્મણિ પ્રયોગ થાય?

ઉ–જ્યારે એવાં ક્રિયાપદનો કર્ત્તા પહેલી વિભક્તિમાં હોય, ત્યારે કર્ત્તરિ ને ત્રીજીમાં હોય ત્યારે કર્મણિ પ્રયોગ થાય છે. ઉદાહરણ–ઓચર, કરડ, જણ, જીત, ડસ, તજ, પરણ, ભાખ, ભૂલ, માંડ, રમ, વ્યાપ, વિસર, હાર, સાંખ ઇત્યાદિ. જેમ–મને સરપ કરડ્યો. (કર્ત્તરિ). મને સરપે કરડ્યો. (કર્મણિ).

## અવ્યય.

પ્ર–અવ્યયના પેટા ભાગ કેટલા છે? તેનાં નામ તથા વ્યાખ્યા આપો.

ઉ–ચાર. (૧) ઉભયાન્વયી (૨) શબ્દયોગી (૩) કેવળપ્રયોગી (૪) ક્રિયાવિશેષણ અવ્યય.

(૧) ઉભયાન્વયી અવ્યય (ઉભય=બે+અન્વય=જોડાવું+ઇ=વાળો)=બે શબ્દ કે બે વાક્ય જોડનારો અવ્યય.

(૨) શબ્દયોગી અવ્યય ( શબ્દ+યોગી=જોડાએલો)= જે અવ્યય શબ્દને જોડાએલો છે, ને ક્રિયાપદ સાથે સંબંધ રાખે છે તે.

(૩) કેવળ પ્રયોગી અવ્યય એટલે મનમાં હરખ, શોક, ગભરાટ, નવાઈ, વગેરે ઉપજ્યાથી જે બોલ છૂટો બોલાયછે તે.

(૪) ક્રિયાવિશેષણ અવ્યય એટલે જે શબ્દ વેળા, ઠેકાણું, રીત, ક્રિયા, નકાર વગેરે બતાવતાં છતાં ક્રિયાપદનો ગુણ બતાવે છે તે.

પ્ર–દરેક અવ્યયનાં ઉદાહરણ આપો.

ઉ–ઉભયાન્વયી અવ્યયઃ–અથવા, અને, એટલે, *કદાસ, કદાચ, કદાચિત, કદી, કદાપિ, કિંવા, કે, કેમકે, કેમજે, જે, જો, તથા, તથાપિ, તો, નહીં તો નીકર, ને, પણ, માટે, રખે, રખેને, વા, વળી.

કેવળપ્રયોગી અવ્યય–અં, અઃ, અરરર, અરે, આહા, એ, ઓ, ઓય, ઓયરે, ઓહો, કાં, ખરે, ખરેખર. ખરેખાત, ચુપ, જોજે, થુઃ, પોઇસ, બસ, ભલે, રે, વાહ, વાહવાહ, વાહરેવાહ, વારૂ, વારૂવારૂ, સાચે, હત, હડ, હાયહાય, હાશ, હાશ, હે, હેં, હો, હાં.

શબ્દયોગી અવ્યયની પહેલાં "ની" આવે એવા દાખલા– અગાઉ, અગાડી, આરપાર, આગળ, આસ પાસ, કને, ગોડે, જોડે, પછવાડે, પાછળ, પૂઠળ, પૂઠે, પહેલાં, મેળે, વાંસે, સામું, સાથે, પાસે.

જેની પહેલાં ચતુર્થીનો પ્રત્ય 'ને' આવે એવા દાખલા— કાજે, માટે, લીધે, વાસ્તે, સારૂ.

જેની પહેલાં "ના" આવે એવા દાખલા–કરતાં, વડે, વના, વિના, સહિત, સોત, સુદ્ધાં.

વેળા દેખાડનાર ક્રિયાવિશેષણ અવ્યય—અત્યારે, એટલામાં, ક્યારે, જ્યારે, ઝટ, ઝટપટ, નિત્ય, પરમ, પરાર, પહોર, વળી, વળતી, હમણાં, ઓણુ, કદિ.

ઠેકાણું બતાવનાર ક્રિ. વિ. અ.–આમ, આગળ, અહીં, ઉંચે, ઉપર, ક્યાં, કહીં, જ્યાં, જહીં, ત્યાં, તહીં, તળે, દૂર, નીચે, પણે, પાછળ, પાસે, બહાર, માંહે, સાથે, હેઠળ.

રીત દેખાડનાર ક્રિ. વિ. અ.– આમ, એમ, કેમ, જેમ, તેમ, હળવે.

નકાર બતાવનાર ક્રિ. વિ. અ.–ન, નહીં, ના, નો, માં.

નિશ્ચય બતાવનાર ક્રિ. વિ. અ.– જ.

---

* કદાસ, કદાચ, કદાચિત, કદી ને કદાપિ એ અવ્યયો ઉભયાન્વયી નથી પણ ક્રિયા વિશેષણ અવ્યયછે.

એ સિવાય બીજી ઘણી જાતના અવ્યય છે, જેમ-જરા, ઠીક, થોડું, ઘણું, ભલે, સારૂં, અધવચ, અંતરીઆળ, ઉત્પન્ન, સ્વાધીન, તાબે, પ્રગટ, પેદા, સર, રવાને, ઘણુંકરીને, સારીપેઠે ઈત્યાદિ.

પ્ર–એવા અવ્યય આપો કે એક કરતાં વધારે જાતના અવ્યયમાં આવી જાય.

ઉ–ઉભયાન્વયી અવ્યયને ક્રિયાવિશેષણ અવ્યયમાં આવે તેવાઃ–પણ, વળી, તો.

પ્ર–એવા અવ્યય આપો કે જે કોઇવાર કાળ ને કોઈવાર સ્થળ બતાવે.

ઉ–"એટલામાં"=એટલા વખતમાં, અથવા એટલી જગ્યામાં "અગાઉ"–પાંચ વરસની અગાઉ (વખત ).અગાઉ જાય છે ( જગ્યા ). "પહેલાં" મારી પહેલાં નિશાળે જાય છે (વખત) મારા પહેલાં જાય છે (જગ્યા ). "આગળ" મારી આગળ પા કલાક આવ્યો (વખત ). મારી આગળ થયો ( જગ્યા ).

પ્ર–કેવળપ્રયોગી ને શબ્દયોગી અવ્યયનો મુકાબલો કરો.

ઉ–કેવળપ્રયોગી અવ્યય વાક્યમાં શબ્દના કોઇ પણ વર્ગની જોડે સંબંધ રાખતો નથી, પણ સઘળાથી છૂટો બોલાય છે, અને શબ્દયોગી અવ્યય તો કેવળપ્રયોગી અવ્યય ને ઉભયાન્વયી અવ્યયસિવાય સઘળા શબ્દ સાથે સંબંધ રાખે છે.

પ્ર–નામ, સર્વનામ, વિશેષણ, કૃદંત અને અવ્યયની સાથે શબ્દયોગી અવ્યય આવે એવો દાખલો આપો.

ઉ–મગનની સાથે (નામ). તેની જોડે (સર્વનામ). ભલાની પાસે ( વિશેષણ ). માર્યા વિના ( કૃદંત ). અત્યારસુધી ( અવ્યય ).

પ્ર–કેવળપ્રયોગી ને ક્રિયાવિશેષણ અવ્યય શું બતાવે છે?

ઉ–કેવળપ્રયોગી અવ્યય મનમાં હરખ, શોક, ગભરાટ, ન-

વાઇ વગેરે બતાવે છે, ને ક્રિયા વિશેષણ અવ્યય વેળા, ઠેકાણું, રીત, ક્રિયા, નકાર, નિશ્ચય વગેરે બતાવે છે.

પ્ર–જે, જો, નહીંતો, વળી, વા, ઉભયાન્વયી અવ્યય થાય, એવા દાખલા આપો.

ઉ–**જે**,–લખવા કારણ એ છે જે આપ અહીં પધારજો.

**જો**–જો તમે જશોતો હું આવીશ.

**નહીંતો**–તમે જાઓ નહીંતો ખરાબી થશે.

**વળી**–તે ડાહ્યો છે વળી મહેનતુ છે.

**વા**–કંજુસ વા ઉદાર.

પ્ર–કેવળપ્રયોગી અવ્યય બીજા અવ્યય કરતાં કઇ બાબતમાં જૂદો પડે છે?

ઉ–બીજા અવ્યય વાકયમાં કોઈ શબ્દ સાથે સંબંધ રાખે છે, પણ કેવળપ્રયોગી અવ્યય કોઇ પણ શબ્દ સાથે સંબંધ રાખતો નથી, પણ બધાથી છૂટો બોલાય છે.

પ્ર–શબ્દયોગી અવ્યયના કેટલા શબ્દો ક્રિયાવિશેષણ અવ્યયમાં આવી શકે! તે કહો ને તે શા કારણથી?

ઉ–અગાઉ, અગાડી, આરપાર, આગળ, આસપાસ, પછવાડે, પાછળ, પૂઠે, પહેલાં, સાથે, પાસે વગેરે ઠેકાણું બતાવનાર શબ્દો ક્રિયાવિશેષણ અવ્યયમાં આવી જાય છે; કેમકે ક્રિયાવિશેષણ અવ્યય ક્રિયાપદ સાથે સંબંધ રાખેછે તેમ શબ્દયોગી અવ્યય પણ સંબંધ રાખે છે, જેમ ઠેકાણું બતાવે છે તેમ આ પણ બતાવે છે, પણ તે એમાં તફાવત એટલોજ કે–શબ્દયોગી અવ્યય બીજા શબ્દને જોડાએલો હોય છે, તેમ ક્રિયાવિશેષણ અવ્યય જોડાએલો નથી હોતો. જ્યારે એવા શબ્દયોગી અવ્યય કોઇ સાથે જોડાયાવગર એકલા આવે છે, ત્યારે ક્રિયાવિશેષણ અવ્યય થાયછે. જેમ–તેની **આગળ** ચાલે છે (શબ્દયોગી અવ્યય). તે **આગળ** ચાલે છે (ક્રિયાવિશેષણ અવ્યય).

## વિભક્તિઓના અર્થ.

**પ્ર**–વિભક્તિના **અર્થ** એ વ્યાકરણના કયા ભાગનો વિષય છે? ને હોપસાહેબે કયા ભાગમાં ગણ્યો છે?

ઉ–વાકય વિચારમાં વિભક્તિના અર્થ સંબંધી વિચાર આપવો જોઇએ. હોપ સાહેબે શબ્દ વિચારના પેટામાં ગણ્યોછે.

પ્ર–પહેલી વિભક્તિ શા શા અર્થમાં આવેછે ? તે દાખલા સાથે લખો.

ઉ–કર્ત્તા, કર્મ, સંબોધન, પરિમાણ, જગ્યા, તથા વખત બતાવનાર શબ્દ ને પહેલી વિભક્તિ લાગે છે. જેમ–

કર્ત્તાઃ–**છોકરો** કામ કરે છે.

કર્મ–તે **ચોપડી** વાંચે છે.

સંબોધન—હે **ઈશ્વર** તેં દુનિઆ સરજી.

પરિમાણ—તે ચાર **ગાઉ** ચાલ્યો.

જગ્યા—તે **અમદાવાદ** જાય છે.

વખત—દરરોજ ઓછામાં ઓછું છ **કલાક** ઉંઘવું જોઈએ.

**પ્ર**–કર્ત્તા, કર્મ, સંબોધન, પરિમાણ એ શબ્દનો અર્થ શો?

ઉ–કર્ત્તા=ક્રિયાનો કરનાર. કર્મ=ક્રિયાનો ખમનાર અથવા કર્ત્તાનું ઉપજાવેલું ફળ. સંબોધન ( સં=સારી રીતે+બુધ્–જાણવું+અન=ક્રિયા બતાવનાર પ્રત્યય )=સારી રીતે જનણીતો કરવો. (બોલાવવાની પેઠે કરવું). પરિમાણ=માપ.

**પ્ર**–સંબોધન ઓળખવાની રીત લખો.

ઉ–( ૧ )તે શબ્દ વાકયમાં કર્ત્તા કે કર્મ બીલકુલ થાયજ નહીં. પણ એ વાકયનો કર્ત્તા હમેશાં બીજા પુરૂષમાં હોય છે. ( ૨ ) સંબોધનવાળા શબ્દની પહેલાં કેવળપ્રયોગી અવ્યય હોય છે, કે અધ્યાહાર રહેલો હોય છે. ( ૩ )સંબોધનમાં વપરાએલો શબ્દ વાકયના કોઇ શબ્દ જોડે સંબંધ રાખતો નથી. (૪) જ્યારે ઓકારાંત નર ને ઉંકારાંત નાન્યતર જાતિનું નામ સંબોધનમાં વપરાય છે, ત્યારે તે

એકવચનમાં છતાં તેને છેડે આ થઇ જાય છે.

પ્ર–પહેલી વિભક્તિ ને સંબોધનનો મુકાબલો કરો.

ઉ–સંબોધનને પહેલી વિભક્તિનો પેટાભાગ હોપસાહેબે ગણેલ છે, પણ એ બેનાં રૂપમાં કાંઇક તફાવત છે, કેમકે શબ્દનું મૂળરૂપ તે પહેલી વિભક્તિ ગણાય છે, પણ પહેલા પ્રકારનું નામ સંબોધનના અર્થમાં વપરાયછે, ત્યારે તેને છેડે આ થાય છે. બીજા પ્રકારનું નામ સંબોધનના અર્થમાં વપરાયછે, ત્યારે તેમાં કાંઈ ફેરફાર થતો નથી, પણ મૂળરૂપ રહે છે. સંસ્કૃતમાં તો સંબોધનનું રૂપ જાદુંજ ગણેલું છે.

પ્ર–બીજી વિભક્તિ શા શા અર્થમાં આવે છે? તે ઉદાહરણ સાથે લખો.

ઉ–કર્મ–તેણે **મગનને** કહ્યું.

સંબંધ–તેણે **બ્રાહ્મણને** દાન દીધું.

પ્ર–ત્રીજી વિભક્તિ શા શા અર્થમાં આવેછે? તે બરાબર દાખલા સાથે લખો.

ઉ–કર્ત્તા, કરણ, કારણ, પરિમાણ, મૂલ, અંગવિકાર, સાહિત્ય ને અધિકરણ એ અર્થ જણાવનારને ત્રીજી વિભક્તિ લાગેછે.

કર્ત્તા—**શેઠે** ચાકરને દશ રૂપિઆ આપ્યા.

કરણ—ગોવાળ **લાકડીએ** ઢોરને હાંકેછે.

કારણ—**સરદીએ** માણસ ઘણાં આજારી પડેછે.

પરિમાણ—રેલવેની ગાડી **દર કલાકે** દશ માઇલ ચાલેછે.

મૂલ—બાજરી અઢી **રૂપિએ** મણ છે.

અંગવિકાર—તે **આંખે** આંધળોછે.

સાહિત્ય—મગનલાલ પાંચ **માણસે** આવ્યો.

અધિકરણ—**ભીંતે** કક્કાનો કાગળ ચોડ.

પ્ર–અધિકરણ, કરણ, કારણ, સાહિત્ય, એ શબ્દોનો અર્થ શો? તથા તેને ઓળખવાની રીત લખો.

ઉ–અધિકરણ—તે બે જાતનુંછે. વખતનું, ને જગ્યાનું એ

ઓળખવાની સહેલી રીત એ છે કે વાકયની અંદર જે ક્રિયાપદ હોય, તેની પહેલાં "કયાં" શબ્દ મૂકી પ્રશ્ન પૂછયાથી જગ્યાનું ને "કેટલામાં" શબ્દ મુકી પ્રશ્ન પૂછવાથી વખતનું અધિકરણ ઘણું કરીને જણાયછે.

કરણ=કોઈ ક્રિયા જેનાવડે થાય તે શબ્દ કરણાર્થે કહેવાય.

કારણ–( સબબ, હેતુ ) વાકયની અંદર જે ક્રિયા કરવાની હોય તે જેમાંથી ઉત્પન્ન થાય તે કારણાર્થે કહેવાય.

સાહિત્ય–એટલે સામગ્રી. તૈયારી, અથવા તૈયાર કરેલી ચીજ

પ્ર–પાંચમી વિભક્તિ શા અર્થમાં વપરાય છે ?

ઉ–અપાદાન ( અવધિ, વિયોગ, ન્યુનાધિકતા), કરણ, કારણ વગેરે જણાવનાર શબ્દને પાંચમી વિભક્તિ લાગે છે.

અવધી—આ **ઘરથી** પેલું ઘર સો કદમ દુર છે.

વિયોગ—તું **અમદાવાદથી** મુંબઇ જાય છે !

ન્યુનાધિકતા—આ **વર્ગથી** પેલો વર્ગ મોટો છે.

કરણ—સ્કલરો લેખાં પાટીઆપર **ચાકથી** ગણે છે.

કારણ–કોલેરાના બુરા **રોગથી** રાજકોટમાં ઘણાં માણસ મરણ પામ્યાં.

પ્ર–છઠ્ઠી ને સાતમી વિભક્તિ શાશા અર્થમાં આવે છે ?

ઉ–છઠ્ઠી વિભક્તિ સંબંધ બતાવવાના અર્થમાં આવે છે, ને સાતમી અધિકરણના અર્થમાં આવે છે.

પ્ર–બીજી વિભક્તિઓ પણ સંબંધ બતાવવાના કામમાં આવે છે, તે છતાં છઠ્ઠી વિભક્તિનો એ વિશેષ અર્થ શા માટે રાખ્યો ?

ઉ–તે વિભક્તિ આગલા નામની જાતિ વચન પ્રમાણે પોતાનાં રૂપ ફેરવે છે, માટે તે સંબંધાર્થે ગણાય છે.

પ્ર–એક અર્થ એક કરતાં વધારે વિભક્તિમાં આવતો હોય, તે અર્થ, ને તે કઈ કઈ વિભક્તિમાં આવે છે? તે લખો.

ઉ–કર્ત્તા–પહેલી ને ત્રીજીમાં. કર્મ–બીજી ને પહેલીમાં. સં-

અંધાર્થ–બીજી ને છઠ્ઠીમાં. પરિમાણ–પહેલી ને ત્રીજીમાં. અધિકરણ–પહેલી, ત્રીજી, ને સાતમીમાં. કરણ–ત્રીજી ને પાંચમીમાં. કારણ–ત્રીજી ને પાંચમીમાં.

પ્ર–વિભક્તિઓના અર્થ જાણવા માટે કઈ કઈ બાબતપર ધ્યાન આપવું ?

ઉ–પ્રથમ આખું વાક્ય વાંચી જવું, તેમાં શી ક્રિયા કરવી છે, તે નક્કી કરવું, એટલે તેનો કર્ત્તા, કર્મ, કારણ વગેરે ઝટ માલમ પડશે. આ રીત ક્રિયાપદ જોડે સંબંધ રાખનારી સઘળી વિભક્તિઓના અર્થ માલમ પડશે, ફક્ત છઠ્ઠી વિભક્તિનો અર્થ માલમ નહીં પડે, પણ તે અર્થ તો સહેલો છે.

---

# ભાગ ત્રીજો.

## વાક્ય વિચાર.

પ્ર–વાક્ય કેટલી જાતનાં છે ? તેનાં નામ તથા વ્યાખ્યા આપો.

ઉ–બે જાતનાં છે (૧) એકાકી (૨) સંયુક્ત એકાકી વાક્ય=જે વાક્યમાં (અકર્મક ક્રિયાપદ હોય તો) એક કર્ત્તા ને એક ક્રિયાપદ નક્કી હોય, અને સકર્મક હોય તો તેમાં ત્રણ શબ્દ હોય. જેમ–તેણે કામ કર્યું. સંયુક્ત વાક્ય= જે વાક્ય એક કરતાં વધારે એકાકીવાક્ય મળીને થયેલું હોય તે. જેમ મગનલાલે ઠાકોરને કહ્યું કે, આપણે ફરવા જઈશું ?

પ્ર–એકાકી વાક્યના કેટલા મોટા ભાગ છે? તેનાં નામ આપો.

ઉઉ–(૧) કર્ત્તા. (૨) કર્મ. (૩) ક્રિયાપદ.

પ્ર–કર્ત્તા અને ક્રિયાનાથનો મુકાબલો કરો !

–કર્ત્તા=ક્રિયાનો કરનાર. ને ક્રિયાનાથ=ક્રિયાપદનાં જાતિ,

વચન, ને પુરૂષ જેના પ્રમાણે ફરેછે તે. કર્ત્તા તો હમેશાં ક્રિયા કરનાર હોય, અને ક્રિયાનાથ તો ક્રિયા કરનાર કે ક્રિયા ખમનાર (કર્ત્તા કે કર્મ) એમાંથી ગમે તે હોય. જ્યારે કર્ત્તા પહેલીમાં હોય ત્યારે કર્ત્તા ક્રિયાનાથ હોય છે.

પ્ર–કર્મને ક્રિયાનાથનો મુકાબલો કરો.

ઉ–કર્મ=ક્રિયાનો ખમનાર અથવા કર્ત્તાનું ઉપજાવેલું ફળ. અને ક્રિયાનાથ=ક્રિયાપદનાં જાતિ, વચન, પુરૂષ જેના પ્રમાણે બદલાય છે તે. કર્મ સઘળી વખત ક્રિયાનાથ હોય નહીં, પણ જ્યારે સકર્મક ક્રિયાપદનો કર્ત્તા ત્રીજી વિભક્તિમાં હોય, ત્યારે તે ક્રિયાનાથ હોય છે.

પ્ર–વાકયમાં શબ્દ ગોઠવવાની રીત લખો?

ઉ–ઘણુંકરીને પહેલો કર્ત્તા, પછી કર્મ, ને છેલ્લે ક્રિયાપદ આવે છે.

પ્ર–અધ્યાહાર એટલે શું?

ઉ–હરેક માણસ કોઇ પ્રસંગે ઉતાવળે કે બીજા સબબથી એવી રીતે બોલે છે અથવા લખે છે કે બોલવામાં અથવા લખવામાં શબ્દ પ્રત્યય વગેરે રહી જાયછે, અથવા આગલા વાકયમાં બોલેલા કેટલાક શબ્દો પાછલા વાકયોમાં બોલાતા નથી, પણ આગલા પાછલા પ્રસંગ ઉપરથી વાંચનાર તથા સાંભળનાર સમજી લે છે. તે સમજનું નામ અધ્યાહાર છે.

પ્ર–સર્વનામ, ક્રિયાપદ, અવ્યય, કે પ્રત્યયોનો અધ્યાહાર હોય એવા દાખલા આપો.

ઉ–

| વાકય | અધ્યાહાર. |
|---|---|
| જાઓ પછાડી આવું છું. | હું (સર્વનામ). |
| શેઠ તે શેઠ ને ચાકર તે ચાકર. | જાણવો (ક્રિયાપદ). |
| તે કામ કરવાને ગયો. | સારૂ (અવ્યય). |
| ઘર આગળ પૂછશો. | ની (છઠ્ઠીનો પ્રત્યય). |

પ્ર—નામને વિશેષણના નિયમ દાખલા સાથે લખો?

ઉ—નામનો પહેલો નિયમ---જ્યારે ઘણાંએક નામ એક બીજા સાથે સંબંધ રાખે છે, અને તેઓને સરખી રીતે વિભકિત તથા શબ્દયોગી અવ્યય લાગુ પડે છે, ત્યારે છેલ્લા નામની સાથે તે અવ્યય કે વિભકિત જોડયાથી પણ અર્થમાં કાંઇ ફેર પડશે નહીં. જેમ—મગનલાલ, રણછોડ, ને મથુરની સાથે રહેવામાં કાંઈ ફળ નથી.

નામનો બીજો નિયમ—જ્યારે ઘણાંએક નામ એક બીજા સાથે સંબંધ રાખે છે, અને તેઓને સરખી રીતે વિભક્તિ તથા શબ્દયોગી અવ્યય લાગુ પડે છે, ત્યારે સઘળાં નામને જે વિભક્તિ લાગી હોય તે વિભક્તિના પ્રત્યયનો લોપ કરીને " એ " વિશેષણના બહુવચનને વિભક્તિ તથા શબ્દયોગી અવ્યય જોડ્યાથી પણ ચાલશે. જેમ મગનલાલ, રણછોડ, ને મથુર એમની પાસે રહેવામાં કાંઈ ફળ નથી.

વિશેષણનો પહેલો નિયમઃ—વિશેષ્યનાં જાતિ વચન પ્રમાણે વિશેષણને જાતિ વચન લાગે છે, પણ વાક્યમાં વિશેષ્ય હાજર હોય તો વિભક્તિના છૂટા પ્રત્યય જતા રહે છે. જેમ—રાતા ઘોડાને.

(૨) એકથી વધારે વિશેષ્ય જૂદી જૂદી જાતિનાં હોય તો તેમનું વિશેષણ ઘણું કરીને નાન્યતરજાતિના બહુવચનમાં વપરાય છે. જેમ—પાઘડી, અંગરખું ને દુપટો સારાં છે.

(૩) માન આપવા સારૂ હરકોઈ જાતિના એકવચનને બદલે બહુવચન બોલવાની રીત છે, પણ નારીજાતિનું વિશેષ્ય હોય તો તેનું વિશેષણ નાન્યતર જાતિમાં આવે છે. જેમ—મારા બાપ સારા છે. મારાં માસી સારાં છે.

(૪) એકજ અથવા જૂદી જૂદી જાતિનાં બે અથવા

વધારે નામના ગુણ દેખાડનારાં વિશેષણ તેમની પાસે-
નાજ*નામની સાથે જાતિ તથા વચનમાં સંબંધ રાખે
છે. જેમ—અહીં જો ડાહ્યો પુરૂષ કે સ્ત્રી હોય.

**પ્ર**—વિશેષણનો બીજો ને ચોથો નિયમ એક રીતે લખો.

**ઉ**—એકજ જાતિનાં ઘણાં વિશેષ્ય હોય ત્યારે તેમનું વિશેષણ
તેજ જાતિના બહુવચનમા આવેછે અગર પાસેના નામ પ્ર-
માણે જાતિ વચન વિશેષણને લાગે છે, પણ જ્યારે જૂદાજૂ
દી જાતિનાં ઘણાં વિશેષ્ય હોય ત્યારે તેમનું વિશેષણ નાન્ય-
તર જાતિના બહુવચનમાં આવે છે, અથવા પાસેના
વિશેષ્ય પ્રમાણે વિશેષણને જાતિ વચન લાગે છે.

**પ્ર**—ક્રિયાપદને પુરૂષ, જાતિ અને વચન કોનાં લાગે છે?

**ઉ**—ક્રિયાપદને તેના ક્રિયાનાથ પ્રમાણે જાતિ, વચનને પુરૂષ
લાગે છે.

**પ્ર**—તેણે કામ કર્યું હશે એમાં હશેનો ક્રિયાનાથ કયો? તે-
ને ઓળખવાની રહેલી રીત લખો.

**ઉ**—જ્યારે ઘણાં ક્રિયાપદો સાથે આવે છે, ત્યારે તે સઘળાં
ક્રિયાપદનો ક્રિયાનાથ એકજ હોય છે. માટે કર્યું એ ક્રિયા-
પદ મુખ્ય ક્રિયાપદ છે, તેનો ક્રિયાનાથ કામ છે, માટે
હશેનો ક્રિયાનાથ પણ કામ છે.

**પ્ર**—ક્રિયાપદ ત્રીજા પુરૂષમાં ક્યારે આવે?

**ઉ**—કર્મણી પ્રયોગવાળું ક્રિયાપદ ત્રીજાજ પુરૂષમાં આવે છે.
( ૨ ) ક્રિયાનાથ ત્રીજા પુરૂષમાં હોય, ત્યારે ક્રિયાપદ ત્રીજા
પુરૂષમાં આવે છે.

**પ્ર**—કર્ત્તરિ, કર્મણિ, ને ભાવે પ્રયોગ ક્યારે થાય? ને તે વખતે
કર્ત્તા કઇ કઇ વિભક્તિમાં હોય છે?

---

*એવાં નામની વચ્ચે 'અથવા' "કે" "અગર" એ અ-
વ્યયમાં નો કોઇ આવે છે. ત્યારેજ આ નિયમ લાગુ પડેછે.

**ઉ**–જ્યારે ક્રિયાનાથ કર્ત્તા હોય છે, ત્યારે કર્ત્તરિ, ને ક્રિયાનાથ કર્મ હોય છે, ત્યારે કર્મણિ પ્રયોગ થાય છે, અને કર્ત્તા કે કર્મ ક્રિયાનાથ ન છતાં ક્રિયાપદનો ભાવ ક્રિયાનાથ હોય છે, ત્યારે ભાવે પ્રયોગ થાય છે. કર્ત્તરિ પ્રયોગમાં કર્ત્તા પહેલી વિભક્તિમાં હોય છે. કર્મણિ પ્રયોગમાં કર્ત્તા ત્રીજી વિભક્તિમાં હોય છે, ને ભાવે પ્રયોગમાં કર્ત્તા કારણાર્થે ત્રીજી અગર પાંચમી વિભક્તિમાં હોય છે.

**પ્ર**–કર્ત્તરિ તથા કર્મણિ પ્રયોગમાં કર્મ કઈ કઈ વિભક્તિમાં હોય છે?

**ઉ**–કર્મ પહેલી અગર બીજી વિભક્તિમાં હોય છે જેમ તે કામ કરે છે. (પહેલી). મહેતાજીએ 'મને' બોલાવ્યો. (બીજી).

**પ્ર**—જ્યારે ક્રિયાનાથ જૂદા જૂદા પુરૂષ સર્વનામ હોય, ત્યારે ક્રિયાપદ કયા પુરૂષમાં આવે છે?

ઉ–જ્યારે ક્રિયાનાથ ઘણા હોય, ને તે જૂદા જૂદા પુરૂષના હોય, ત્યારે તે ક્રિયાનાથોમાં પહેલો પુરૂષ હોય, તો ક્રિયાપદ પહેલા પુરૂષના બહુવચનમાં. પહેલો ન હોય ને ફક્ત બીજા તથા ત્રીજા પુરૂષના હોય, તો બીજા પુરૂષના બહુવચનમાં આવે છે. જેમ હું ને તું જઇશું. હું ને તે જઇશું. તું ને તે જજો.

**પ્ર**–ક્રિયાનાથ જૂદી જૂદી જાતિના હોય ત્યારે ક્રિયાપદ કઈ જાતિ વચનમાં આવે છે?

ઉ–એ વખતે ક્રિયાપદ નાન્યતરજાતિના બહુવચનમાં આવે છે. જેમ મામો, મામી, છોકરી, વગેરે આવ્યાં.

****પ્ર**–ક્રિયાનાથ એકવચનમાં હોય, પણ તેને માન આપીને

---

*આ બે નિયમ વિશેષણના બીજા અને ત્રીજા નિયમને મળતા છે. માત્ર વિશેષ્યને બદલે ક્રિયાનાથ તથા વિશેષણને બદલે ક્રિયાપદ બોલાય છે.

બોલાવીએ, તો ક્રિયાપદના રૂપમાં શો ફેરફાર થાય?

ઉ-હરકોઈ જાતિનો ક્રિયાનાથ હોય તો પણ તેને માન આપીને બોલાવીએ તો ક્રિયાપદ બહુવચનમાં આવેછે, પણ ક્રિયાનાથ નારીજાતિનો હોય, તો ક્રિયાપદ નાન્યતરજાતિના બહુવચનમાં આવે છે. જેમ-મહારાજ પધાર્યા. મારી મા સારાં થયાં.

પ્ર-મૂળભેદના ક્રિયાપદને શક્યભેદમાં લાવતાં શો ફેરફાર થાયછે?

ઉ-મૂળભેદનું સકર્મક ક્રિયાપદ શક્યભેદમાં આવે તો પ્રથમનો કર્ત્તા કારણ થાય છે, ને કર્મ શક્યભેદવાળા ક્રિયાપદનો કર્ત્તા થાય છે. જેમ-મેં તેને બોલાવ્યો. એમાં મેં કર્ત્તા ને તેને કર્મ છે. આ વાક્યને શક્યભેદમાં લાવતાં મારાથી તે બોલાવાયો. એવું વાક્ય બન્યું. એટલે 'મેં' ને બદલે 'મારાથી' કારણાર્થે થયું. 'તે' કર્મ હતું એને બદલે કર્ત્તા થયો.

મૂળભેદનું અકર્મક ક્રિયાપદ શક્યભેદમાં આવે તો પ્રથમનો કર્ત્તા કારણ થાયછે; ને ભાવ ક્રિયાનાથ થાય છે. જેમ હું બેઠો. મારાથી બેસાયું. એમાં પહેલા વાક્યમાં 'હું' કર્ત્તા, ને બીજા વાક્યમાં કારણ થયો, અને બેસાયુંનો ક્રિયાનાથ ભાવ થયો.

પ્ર-કોઈ વિશેષણ અકર્મક ક્રિયાપદનો ગુણ બતાવે. ને તે જ્યારે ક્રિયાવિશેષણ અવ્યય થાય, ત્યારે તે કઈ જાતિ વચનમાં આવે છે? તે દાખલા સાથે લખો.

ઉ-એવે વખતે નાન્યતરજાતિના એકવચનમાં આવે છે. જેમ-છોકરો ઘણું દોડયો. આ વાક્યમાં ઘણું ક્રિયાવિશેષણ અવ્યય છે, પણ છોકરો ઘણો દોડયો. આ વાક્યમાં ઘણો વિશેષણ છે.

પ્ર-નીચેનાં વાક્ય ખરાં છે કે ખોટાં? ને ખોટાં હોય તો સુધારો. ને સુધારવાના નિયમ લખો.

(૧) ગાયનું, બકરીનું ને ભેંસનું દૂધ માણસના ઉપયોગમાં આવે છે. (ખોટું) ગાય, બકરી, ને ભેંસનું દૂધ માણસના ઉપયોગમાં આવે છે. (ખરૂં). નામના પહેલા નિયમ પ્રમાણે.

(૨) સાધુ સાધવી બહુ નઠારો નીકળ્યો. (ખોટું) સાધુ સાધવી બહુ નઠારાં નીકળ્યાં. (ખરૂં). વિશેષણના બીજા નિયમ પ્રમાણે.

(૩) તમે ઉદ્યોગ કે નશીબને મોટાં માનો છો. (ખોટું). તમે ઉદ્યોગ કે નસીબને મોટું માનો છો? (ખરૂં). વિશેષણના ચોથા નિયમ પ્રમાણે.

(૪) રામચંદ્ર સીતા સહિત સીધાવ્યો. (ખોટું). રામચંદ્ર સીતા સહિત સીધાવ્યા. (ખરૂં). ક્રિયાપદના ૫ મા નિયમ પ્રમાણે.

(૫) સ્ત્રીઓ ને પુરૂષો પોત પોતાના ધર્મ સમજવા લાગ્યાં. (ખરૂં).

(૬) તેણે મને વાત કરતાં મુર્છા પામ્યો. (ખોટું). તેણે મને વાત કરતાં મુર્છા પમાડી. (ખરૂં). ક્રિયાપદના બીજા નિયમ પ્રમાણે. (હો. વ્યા. કલમ ૯૫)

(૭) હું તેની સાથે જઇએ છીએ. (ખોટું). હું તેની સાથે જાઉં છું. (ખરૂં). ક્રિયાપદના ૧ લા નિયમ પ્રમાણે.

(૮) તું ને તે કાલે જાય છે? (ખોટું). તું ને તે કાલે જાઓ છો? (ખરૂં). ક્રિયાપદના ચોથા નિયમ પ્રમાણે.

(૯) ન્યાય શાસ્ત્ર એ ષડ્દર્શનનો ભાગ ગણાય છે. (ખરૂં).

(૧૦) તેનાથી ચોપડી લખાઈ. (ખરૂં).

(૧૧) છોકરો પડી જવાયું (ખોટું). છોકરાથી પડી જવાયું. (ખરૂં). ક્રિયાપદના સાતમા નિયમ પ્રમાણે.

પ્ર—વાકય પ્રથક્કૃતિ એટલે શું?

ઉ–વાકય પ્રથક્કૃતિ ( વાકય+પ્રથક્=જૂદું+કૃતિ=કરવાપણું ) વાકયના ભાગ કરવાપણું. એટલે વાકયમાં આવેલા શબ્દના તેના સંબંધ પ્રમાણે ભાગ કરી બતાવવા તે.

પ્ર–વાકયના કેટલા ભાગ છે? તેનાં નામ તથા વ્યાખ્યા આપો.

ઉ–બે (૧) કર્ત્તૃપક્ષ. (૨) ક્રિયાપક્ષ. વાકયની અંદર જેના વિષે વિચાર કરવાનો હોય, તેને કર્ત્તૃપક્ષ કહેછે, અને કર્ત્તૃપક્ષ સંબંધી જે વિચાર કરવાનો હોય તેને ક્રિયાપક્ષ કહેછે.

પ્ર–એકાકી વાકયની પ્રથક્કૃતિ કરવાના નિયમ લખો.

ઉ–પ્રથમ બે ખાનાં પાડવાં (૧) કર્ત્તૃપક્ષ. (૨) ક્રિયાપક્ષ. ક્રિયાપક્ષના ખાનામાં ત્રણ ખાનાં પાડવાં. (૧) ક્રિયા પૂર્ણી કે કર્મનું. (૨) ક્રિયાપદનું. (૩) ક્રિયાવૃદ્ધિનું. કર્ત્તૃપક્ષના ખાનામાં કર્ત્તાને મૂકવો, અને તેનાં વિશેષણ તથા તેની સાથે સંબંધ રાખનાર શબ્દોને પણ તેજ ખાનામાં મૂકવા. ક્રિયાપૂર્ણીના ખાનામાં ઉપસ્થ તથા અનુપસ્થકર્મ અને તેની સાથે સંબંધ રાખનાર શબ્દોને મૂકવા. જેમ–તે રાજા થયો. તે ચાકર હતા. આ વાકયોમાં રાજા અને ચાકર ક્રિયાપૂર્ણીના શબ્દોછે. ક્રિયાપદના ખાનામાં મુખ્ય અને સહાયકારક ક્રિયાપદ હોય તે લખવાં. ક્રિયા વૃદ્ધિના ખાનામાં ક્રિયાનો ગુણ, પ્રકાર, સ્થળ, રીત, કારણ વગેરે બતાવનાર શબ્દો માલમ પડે તે લખવા.

પ્ર–સંયુકત વાકયની પ્રથક્કૃતિ શી રીતે કરવી ?

ઉ–હરકોઇ સંયુકત વાકયની પ્રથક્કૃતિ કરવી હોય તો કેટલાં વાકય મળીને તે થયેલું છે, તે વાકયો **अ**, **ब**, **क**, **ड** વગેરે અક્ષરોને અનુક્રમે લખવાં, તથા તે દરેક વાકયો કયા શબ્દોથી સંધાએલાં છે, તે તેની નીચે બતાવવું. પછી દરેક વાકયની જૂદી જૂદી પ્રથક્કૃતિ એકાકી વાકયના નિયમ પ્રમાણે કરવી.

પ્ર–સ, ત, ને ર ક્યારે જોડાય? ને તે વખતે તેનું રૂપ કેવું લખાય?

ઉ–સ ને ત બન્ને આવા ( સ્, ત્ ) ખોડા હોય, ત્યારે સ, ત ને ર જોડાય છે, તે વખતે તેનું રૂપ 'સ્ત્ર' લખાય છે.

પ્ર–પ્રત્યય ને વિભક્તિના પ્રત્યયમાં શો તફાવત છે?

ઉ–પ્રત્યય ઘણી જાતના છે. કેટલાએક નામ કરનારા, કેટલાએક જાતિના, કેટલાએક કૃદંતના. માટે વિભક્તિના પ્રત્યય એ પ્રત્યયનો એક પેટા ભાગ છે.

પ્ર–બીજા પ્રકારનાં ઉકારાંત નામ અને વિશેષણ લખો.

ઉ–ઉકારાંત નામ–લાડુ, કાજુ, સાધુ, જૂ.

ઉકારાંત વિશેષણ–માયાળુ, દયાળુ, કૃપાળુ, હિતેચ્છુ.

પ્ર–એવા શબ્દો આપો કે જે ક્રિયાપદ ને કૃદંત બંને થઈ શકે.

ઉ–ખાધો, લીધો, બેઠો, જતું, ઇત્યાદિ વિધિ વર્ત્તમાનકાળ, ભૂતકાળ, અને અનિયમિત ભૂતકાળના પ્રત્યય વાળા શબ્દ બંનેમાં આવે છે.

પ્ર–એવા ધાતુ આપો કે જે દ્વીકર્માં હોય.

ઉ–આપ, દે, માર.

પ્ર–જા ધાતુના ભૂતકાળમાં કૃદંત લખો.

ઉ–ગયો, ગઇ, ગયું, ગયા, ગયાં.

પ્ર–"ઘણું" ક્રિ. વિ. અવ્યય ને વિશેષણ થાય, એવા દાખલા લખો.

ઉ–છોકરો ઘણું દોડયો ( ક્રિયા વિશેષણ અવ્યય ). છોકરૂં ઘણું દોડ્યું. (વિશેષણ).

પ્ર–વિધિવર્ત્તમાનકાળ કયા પ્રયોગમાં આવે?

ઉ–સકર્મક ક્રિયાપદ હોય તો કર્મણિ ને અકર્મક હોય તો ભાવે પ્રયોગમાં આવે છે,

પ્ર–એવાં કૃદંત આપો કે જે ક્રિયાપદ ન થઇ શકે, તેમ એવાં ક્રિયાપદ આપો કે જે કૃદંત ન થઈ શકે!

ઉ–લો, લી, લું, નારો, નારી, નારૂં ઈ૦ પ્રત્યયવાળાં કૃદંત

ક્રિયાપદ થઇ ન શકે, તેમ પુરૂષ દર્શક કાળવાળાં ક્રિયાપદ તે કૃદંત ન થઈ શકે.

પ્ર–વિશેષણ નાન્યતરજાતિમાં ને વિશેષ્ય નારીજાતિમાં હોય એવો એક દાખલો આપો, ને એમ થવાનું કારણશું ? તે સમજાવો.

ઉ–મારાં મામી સારાં છે. એમ થવાનું કારણ એ કે વિશેષ્ય નારીજાતિમાં હોય તો પણ તેને માન આપતી વખતે વિશેષણ નાન્યતરજાતિના બહુવચનમાં આવેછે.

પ્ર–તમારી ગાય, ઘોડો ને ઘેટું સારૂં છે. એ વાક્યને સુધારતાં કયો નિયમ નડે છે ?

ઉ–આ વાક્યને સુધારતાં વિશેષણનો ચોથો નિયમ નડે છે. ચોથા નિયમમાં કહ્યું છે કે વિશેષ્ય ઘણાં હોય તો વિશેષણ પાસેના વિશેષ્ય સાથે જાતિ વચનમાં સંબંધ રાખે છે. આ નિયમ પ્રમાણે આ વાક્ય ખરૂં ગણાય, પણ આ વાક્ય ખોટું છે, કેમકે સારૂં ને બદલે સારાં જોઇએ. જ્યારે જૂદાં જૂદાં વિશેષ્યની વચ્ચે કે આવેલો હોય, ત્યારેજ વિશેષણનો ચોથો નિયમ લાગુ પડે છે.

પ્ર–તું ને કાળીદાસ કાલે મુંબઇ જજો. તું કાલે ચોપડી વાંચજે. એ બે વાક્યને સુધારો, ને સુધારવાના નિયમ લખો.

ઉ–એ બંને વાક્ય ખરાં છે.

પ્ર–મારે ને તારે ત્રીજી વિભક્તિમાં આવે એવાં વાક્ય બનાવવાની રીત લખો.

ઉ–આવાં વાક્ય બનાવવામાં જો સકર્મક ક્રિયાપદ હોય તો તેને વિધિવર્ત્તમાનકાળમાં મૂકી 'મારે' કર્તા થાય એમ કરવું, ને અકર્મક ક્રિયાપદ હોય તો પણ તેને વિધિવર્ત્તમાન કાળમાં મૂકવું, ને તેનો મૂળ કર્ત્તા 'મારે' અથવા 'તારે' રાખવો, એટલે બનાવેલા વાક્યમાં મારે ને તારે ત્રીજી વિભક્તિમાં આવશે.

પ્ર–શક્યભેદના પેટાભાગ કેટલા છે ?

ઉ–બે (૧) કર્મણિવાચ્ય. (૨) ભાવવાચ્ય. (૧) સકર્મક ક્રિયાપદનું શક્યભેદનું રૂપ તે કર્મણિવાચ્ય. (૨) અકર્મક ક્રિયાપદનું શક્યભેદનું રૂપ તે ભાવવાચ્ય કહેવાયછે.

પ્ર–ભાષામાં સંબંધ શા વડે બતાવાય છે?

ઉ–(૧) શબ્દયોગી અવ્યય વડે. જેમ કે હું તેની સાથે આવીશ. (૨) વિભક્તિના પ્રત્યય વડે, જેમ તેણે ચોરને પકડ્યો એમાં ચોર શબ્દને "ને" પ્રત્ય લાગીને સંબંધ બતાવ્યો છે, પણ કોઈ વાર પ્રત્યય વગર પણ સંબંધ બતાવાયછે. જેમ–રાજા બેઠા, તે આવ્યો.

## પદચ્છેદ.

પ્ર–પદચ્છેદ એટલે શું ?

ઉ–પદચ્છેદ ( પદ=શબ્દ+છિદ્=છેદવું + અ=ક્રિયા. બતાવનાર પ્રત્યય )=શબ્દને છેદવા એટલે વાક્યમાં આવેલા શબ્દો કયા વર્ગના છે, તેમને કઇ કઈ જાતના પ્રત્યયો લાગે છે, તેમનો વાકયમાં એક બીજા સાથે શો સંબંધ છે, તે પ્રથક્ પ્રથક્ કરી બતાવવું, તેને પદચ્છેદ અથવા વ્યાકરણ કરવું કહે છે.

પ્ર–પદચ્છેદ કેટલી જાતનાં છે? તેનાં નામ તથા વ્યાખ્યા આપો.

ઉ–બે જાતનાં, ૧ સાદું, ૨ સંપૂર્ણ. સાદું પદચ્છેદ એટલે શબ્દના વર્ગ, જાતિ, વિભક્તિ, તથા ક્રિયાપદને ભેદ, કાળ, પુરૂષ વગેરે લગાડીને વ્યાકરણ કરવું તે. સંપૂર્ણ પદચ્છેદમાં નામ, સર્વનામ, આદિના વિવિધ પ્રકાર, વિભક્તિના અર્થ, શબ્દોનો એક બીજા સાથે વાકયમાં સંબંધ વગેરે શબ્દને લગતી વ્યાકરણમાં જે જે બાબતો આવી હોય તે તમામ કહેવી.

પ્ર–પદચ્છેદ કરવામાં કઇ કઇ બાબતપર ધ્યાન આપવું ?

ઉ–પદચ્છેદ કરવામાં ઘણું કરીને શબ્દના *અર્થ પર ધ્યાન આપવું જોઇએ, નહીંતો સોની એ છઠ્ઠી, હાથી એ પાંચમી વિભક્તિ કહેવાય; તેમજ વાકયમાં અધ્યાહાર રહેલા શબ્દ પણ માલમ ન પડે, અને તેથી પદચ્છેદ ખોટું થાય. જેમ મગનલાલ સારૂ ચોપડી લાવ. એમાં ચોથી વિભક્તિનો અધ્યાહાર છે, તે ભૂલી જવાય ને પહેલી કહેવાય. એ રીતે ભૂલો થાય માટે ઘણી વખત અર્થ ઉપરજ આધાર રાખીને વ્યાકરણ થાય છે.

પ્ર–કવિતાનું પદચ્છેદ કેમ કરવું ?

ઉ– પ્રથમ તો ચરણનો બરોબર અન્વય કરવો, કેમકે પદ્ય રચનાનો નિયમ ગદ્યમાં લાગુ પડતો નથી, પછી તેમાં વિભક્તિ વગેરે જે અધ્યાહાર હોય તે ઉમેરવા, ત્યાર પછી કવિતામાં ચરણની અંદર જે શબ્દો હોય તે એક એક લઇ પદચ્છેદ કરવું. ( જો પ્રથમથી અન્વય કરી રાખેલો હશે, તોજ દરેક શબ્દને કઈ કઇ વિભક્તિ છે, અને તે શબ્દ શા કામે આવેલો છે વગેરે બરાબર માલમ પડશે.) કવિતાના ચરણના શબ્દમાં કાંઈ અધ્યાહાર હોય તો પ્રથમ ચરણનો શબ્દ લખવો તેની પાસે કૌંશમાં શબ્દનો અધ્યાહાર રહેલો ભાગ ઉમેરીને આખું લખવું, જેમકે "વસતાં વન મોઝાર" એમાં વનના પદચ્છેદમાં આમ લખાય. વન (વનની )=બીજા પ્રકારનું નામ, નાન્યતરજાતિ, સબંધાર્થે છઠ્ઠીનું એકવચન. ( છઠ્ઠીનો અધ્યાહાર ) મોઝાર સાથે સંબંધ રાખે છે.

---

* કોઇ વખત રૂપ ઉપર પણ ધ્યાન આપવાની જરૂર પડેછે. જેમ–તમે જાઓ હું ઘડી પછી આવું છું. એમાં ભવિષ્યકાળનો અર્થ છે, ને પ્રત્યય વર્ત્તમાનકાળનો છે, તો આવુંછું એ વર્ત્તમાનકાળ કહેવો પડશે, પણ અર્થને આધારે ભવિષ્યકાળ નહીં કહેવાય.

પ્ર—કયા નામનું પદચ્છેદ ભેગું થાય ?

ઉ—સામાસિક શબ્દોવાળાં નામનું પદચ્છેદ ભેગું થાય. જેમકે—માબાપ, ગુરૂચેલા, રાજમાર્ગ, ભક્તિમાર્ગ, ઈત્યાદિ.

પ્ર—દિશા, ધર્મ, ખુણા અને મહાસાગર એને ઓળખાવનાર શબ્દનું પદચ્છેદ શું કરવું ?

ઉ—વિશેષણ કરવું, પણ હિંદીમહાસાગર એ સામાસિક શબ્દ છે, માટે તેનું પદચ્છેદ ભેગું નામ કરવું.

પ્ર—લોકને ઓળખાવનાર શબ્દનું પદચ્છેદ શું કરવું ?

ઉ—જ્યારે ધર્મ પ્રમાણે જાતિ કહેવામાં આવે ત્યારે તેનું પદચ્છેદ વિશેષણ કહેવું, જેમ—વૈષ્ણવ, ખ્રિસ્તિ, જૈન, અને જ્યારે કર્મ પ્રમાણે જાતિ કહેવામાં આવે ત્યારે નામ કહેવું. જેમ—બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, શુદ્ર, કણબી, પાટીદાર, દરજી, સુતાર, લુવાર, મોચી. વગેરે.

પ્ર—એ પ્રત્યય ત્રીજી વિભક્તિના પ્રત્યય સિવાય બીજે કોઇ ઠેકાણે વપરાય છે ? ને બીજે ઠેકાણે વપરાતો હોય તો તેનું પદચ્છેદ શું થાય ?

ઉ—કેટલીક વખતે એ પ્રત્યય 'પણ'ના અર્થમાં વપરાય છે. જેમ—હુંએ આવીશ. એટલે હું પણ આવીશ, આ વાક્યમાં 'એ' નું પદચ્છેદ ક્રિ. વિ. અ. થાય છે.

પ્ર—પથરો અને પત્થરો એ ક્યા પ્રકારનાં નામ છે? અને શા કારણથી ?

ઉ—પથરો એ પહેલા પ્રકારનું નામછે, કારણકે તેનું બહુવચન પથરા થાય છે. પત્થરો તે બીજા પ્રકારનું નામછે, કારણ કે પત્થરનું બહુવચન પત્થરો થાય છે, માટે તેમાં ફેરફાર થતો નથી.

પ્ર—ઘરમાંનો તથા ઘરનો અને તેનામાં તથા તેમાં એના પદચ્છેદમાં શો તફાવત છે ?

ઉ—ઘરમાંનો એ સાતમી સાથે છઠ્ઠી વિભક્તિનું એકવચન

છે, અને ઘરનો એ ફકત છઠ્ઠીનું એકવચન છે. તેનામાં એ છઠ્ઠી સાથે સાતમી વિભકિતનું એકવચન છે, ને તેમાં એ સાતમીનું એકવચન છે.

પ્ર–તેનું પચ્છેદ શું થાય?

ઉ–(૧) જે નામને ઠેકાણે તે આવ્યું હોય, તેજ નામ "તે" ની પાછળ બોલવામાં આવે તો વિશેષણ થાય. જેમ–તે છોકરો આવશે.

(૨) પહેલા વાકયને આરંભે જે અને બીજા વાકયને આરંભે તે આવે, તો પણ વિશેષણ થાય. જેમ–જે માણસ કાલ આવ્યો હતો, તે આજ જશે.

(૩) આખા વાકયને ઠેકાણે તે આવીને તેની પછી કારણ શબ્દનો અધ્યાહાર હોય તો વિશેષણ થાય. જેમ–મારા પેટમાં દુખે છે, તેથી હું ગયો નહીં. મને ગમતું નથી, તેથી નહીં આવું.

(૪) ક્રિયાવિશેષણ અવ્યય. જેમ–રમાતું તે હશે.

બાકી બધે ઠેકાણે તેનું પચ્છેદ સર્વનામ થાય.

પ્ર–કાંઈ, કાંઈક, હરકાંઈ, કંઇ, કંઈક, હરકંઈ, કોઈ, કોઇક હરકોઈ, સર્વે, સૌ, અમૂક, દરેક એ શબ્દોનું પદચ્છેદ શું થાય?

ઉ–એ શબ્દોનું પદચ્છેદ વિશેષણ થાય.

પ્ર–વિશેષણ જ્યારે નામના અર્થમાં વપરાય, ત્યારે તેનું પદચ્છેદ શું થાય?

ઉ–વિશેષણ જો વિશેષ્યની સાથે આવે તો વિશેષણ, અને એકલું આવે તોપણ વિશેષણ કરવું, પણ છેવટ કૌંસમાં જણાવવું કે વિશેષણ નામના અર્થમાં છે. જેમ વિદ્વાન, ધનવાન, લુચ્ચા, ચોર, ઇત્યાદિ.

પ્ર–સંખ્યાવાચક વિશેષણમાં કેટલીક વખત એ પ્રત્યય ઉમેરવામાં આવે છે, એનું પદચ્છેદ શું કરવું? તે દાખલા આપી સમજાવો.

ઉ–સંખ્યાવાચક વિશેષણમાં કેટલીક વખત એ પ્રત્યય ઉમેરવામાં આવે છે, તેમાંથી એ પ્રત્યય છૂટો પડી શકે, તો તેનું પદચ્છેદ ક્રિયાવિશેષણ અવ્યય કરવું. જેમ–ચાળીશે માણસ મરી ગયાં. એમાં ચાળીશ એનું પદચ્છેદ જૂદું કરવું, ને "એ" નું ક્રિયાવિશેષણ અવ્યય કરવું, અને એ પ્રત્યય છૂટો ન પડી શકે તો, સંખ્યા સાથેજ તેનું પદચ્છેદ કરવું, પણ 'એ'ને ત્રીજી વિભકિતનો પ્રત્યય ન ગણવો. જેમ ચાળીશેમાં એકજ રોગ પેદા થયો. ચાળીશેમાં=બીજા પ્રકારનું વિશેષણ, અધિકરણાર્થે સાતમીનું બહુવચન, થયોનું અધિકરણ બતાવે છે.

પ્ર–એલું, છકડું, સૈકું, મણ, ખાંડી વગેરે જાતના શબ્દોનું પદચ્છેદ શું કરવું?

ઉ–એ શબ્દો એકલા આવે અગર તેના વિશેષ્યની સાથે આવે તોપણ તેનું પદચ્છેદ નામ કરવું. જેમ એલું કાંત્યું, એમાં એલું નામ. છકડું કેરીઓ, એમાં છકડું નામ. પંદરમા સૈકામાં એમાં સૈકામાં નામ. બે મણ રૂ આણ્યું, એમાં મણ નામ.

પ્ર–મરી ગએલા માણસના નવથી પંદર સુધી દિવસ ગણવાને સારૂ નવમું, દશમું એ પ્રમાણે પંદરમા સુધી ગણાય છે, એનું પદચ્છેદ શું કરવું?

ઉ–નામ કરવું.

પ્ર–બીજા પ્રકારનું વિશેષણ ક્રિયાપદનો ગુણ બતાવે તો તેનું પદચ્છેદ શું થાય?

ઉ–ક્રિયાવિશેષણ અવ્યય. જેમ–પરમેશ્વરે દુનિઆ ઉત્પન્ન કરી. પણ છ, હો, થા, વગેરે જે ક્રિયા રહિત ધાતુઓ છે, તેનો જ્યારે કોઈ બીજા પ્રકારનું વિશેષણ ગુણ બતાવે છે, ત્યારે તે ક્રિયાવિશેષણ અવ્યય ન કહેવાય, પણ વિશેષણ કહેવાય. જેમ–શીવાજી આધિન થઇને દિ-

ઢહી ગયો, એમાં આધીન ક્રિયાવિશેષણ અવ્યય નહીં, પણ વિશેષણ છે.

પ્ર–કેટલોક, કેટલીક, કેટલુંક એ કયા પ્રકારનું વિશેષણ છે?

ઉ–છેડાના સ્વર પ્રમાણે પ્રકાર ગણીએ તો બીજા પ્રકારનું; નહીંતો કેટલો, કેટલી, કેટલું એ પ્રમાણે પ્રકાર કહીએ તો પહેલા પ્રકારનું, માટે પહેલો કે બીજો જે પ્રકાર કહીએ, તે ખરો કહેવાય.

પ્ર–એવા શબ્દનાં વાક્ય આપો કે જેનું પદચ્છેદ સર્વનામ થાય, ને ક્રિયાપદ થાય.

ઉ–તું મને કાગળ **આપ**. ( ક્રિયાપદ ). **આપ** પધારશો. ( સર્વનામ. )

પ્ર–પ્રયોજ્ય ધાતુના ક્રિયાપદનું પદચ્છેદ કરતી વખતે શી-વાત ધ્યાનમાં રાખવી?

ઉ–સકર્મક ક્રિયાપદ કહેવું. મૂળ ધાતુ ન કહેતાં પ્રત્યય લાગી જે ધાતુ થયો હોય તે કહેવો.

પ્ર–ભાવવાચ્ય ધાતુના પદચ્છેદમાં કઇ બાબતપર ધ્યાનઆપવું?

ઉ–જ્યારે કર્ત્તા હાજર ન હોય, ત્યારે ક્રિયાનાથ ભાવ કહી ભાવે પ્રયોગ કરવો. જેમ–મારે તેની સાથે બને છે, મને ગમે છે, પેટમાં દુઃખે છે. જ્યારે કર્ત્તા હાજર હોય, ત્યારે જે હાજર હોય તે કર્ત્તા કહેવાય. આવા ધાતુ હમેશાં અ-કર્મક ક્રિયાપદજ હોય છે.

પ્ર–અનુકરણવાચક એ ધાતુના કયા પ્રકારમાં જાય છે?

ઉ–અકર્મક ધાતુના પ્રકારમાં.

પ્ર–ઉભયવિધ ધાતુનું પદચ્છેદ કરતી વખતે શી શી વાતો ધ્યાનમાં રાખવી?

ઉ–જો તે સકર્મકના અર્થમાં હોય તો સકર્મક, નહીં તો અ-કર્મક ક્રિયાપદ કહેવું. જેમ–નદી વહે છે. (અકર્મક ). મજુર ભાર વહે છે. ( સકર્મક ).

**પ્ર**–કૃદંત નામને પહેલી સિવાય બીજી હરકોઇ વિભક્તિ લાગેલી હોય, ત્યારે તે કઇ જાતિમાં હોયછે, ને શા કારણથી?

**ઉ**–નાન્યતરજાતિના એકવચનમાં. કેમકે કૃદંતનામમાં જે ક્રિયા હોયછે; તે નાન્યતરજાતિના એકવચનમાંજ હોયછે.

**પ્ર**–કૃદંતનામને ને પ્રત્યય લાગેલો હોય છે, ત્યારે તે ઘણું કરીને કઈ વિભક્તિનો હોય છે?

ઉ–ઘણું કરીને ચોથી વિભક્તિનો હોય છે.

**પ્ર**–કૃદંતવિશેષણને જ્યારે એ પ્રત્યય લાગે, ત્યારે તેનું વ્યાકરણ શું થાય? તે દાખલા આપી સમજાવો.

ઉ–કૃદંત અવ્યય. જેમ–લખ્યેજા, બોલ્યેજા, રહેતે રહેતે, સહેતે સહેતે ઇત્યાદિ.

**પ્ર**–કૃદંતવિશેષણ નામના અર્થમાં વપરાય એવો એક દાખલો આપો, અને એવે પ્રસંગે તેના પદચ્છેદમાં શી વાત ઉપર ધ્યાન આપવું?

ઉ–આ કામ **કર્યાથી** ફાયદો થશે, એવે પ્રસંગે તેનું પદચ્છેદ કૃદંત વિશેષણ કરવું, કેમકે હોપ સાહેબે રૂપ ઉપર આધાર રાખેલો છે. તેની જાતિ ન કહેવી, ને કહેવી તો નાન્યતરજાતિ કહેવી.

**પ્ર**–ફરીથી, કરીને, અને કરતાંનું પદચ્છેદ શું થાય? તે દાખલા આપી સમજાવો.

ઉ–**ફરીથી** એ ક્રિયાવિશેષણ અવ્યય, કેમકે એમાં ક્રિયા નથી. જેમ–આ કામ **ફરીથી** કરો.

**કરીને** કૃદંત અવ્યય; પણ તેનો અર્થ જ્યારે વડે અથવા નામે થાય, ત્યારે શબ્દયોગી અવ્યય. જેમ–કામ કરીને થાકી ગયો. છરીએ કરીને કપાયું, મગન કરીને છોકરો હતો.

**કરતાં** એનું પદચ્છેદ કૃદંતવિશેષણ, શબ્દયોગીઅ-

વ્યય, કૃદંતઅવ્યય ને ક્રિયાપદ થાયછે. મુકાબલો કરવામાં વપરાય ત્યાં શબ્દયોગી અવ્યય. જેમ–મારા "કરતાં" તે મોટો છે. ત્યાં સૌ માણુસો કામ કરતાં હતાં. (કૃ. વિ. ). ડહાપણ કરતાં સૌને આવડે. (કૃ. અ.). ત્યાં સૌ કામ કરતાં. ( ક્રિયાપદ ).

**પ્ર**–ઘણાં ક્રિયાપદ સાથે આવે, ત્યારે તેના પદચ્છેદમાં શું ધ્યાન આપવું ?

**ઉ**–જે છેલ્લું સહાયકારક ક્રિયાપદ હોય, તેનું પદચ્છેદ ક્રિયાપદ કરવું. બાકી બધાં ક્રિયાપદ કૃદંત થાય.

**પ્ર**–એવું વાકય બનાવો કે તે શક્યભેદમાં દેખાતાં છતાં શક્યભેદમાં ગણાય નહિ.

**ઉ**–શરીરમાં ઘણો તાવ ભરાવાના કારણથી તે ઘણો ગ**ભરાય** છે.

પ્ર–પદચ્છેદ કરવામાં કાળ મુકરર કરવાની બાબતનો આધાર શા ઉપર રાખવો ?

**ઉ**–અર્થ ઉપર નહીં, પણ તેના પ્રત્યય ઉપર.

**પ્ર**–વિધિ વર્ત્તમાનકાળનો, ને કૃદંત નામનો પ્રત્યય કેમ ઓળખાય ?

**ઉ**–જો સંયુક્ત ક્રિયાપદમાં છેલ્લા ક્રિયાપદને વો, વી, વું પ્રત્યય લાગે તો તે વિધિવર્ત્તમાનકાળનો પ્રત્યય છે, એમ જાણવું; પણ વો, વી, વું પ્રત્યય ઉપર વિભક્તિનો પ્રત્યય લાગી શકે તો તે કૃદંત નામનો પ્રત્યય છે, એમ જાણવું. [ જો ન લાગી શકે તો વિધિવર્ત્તમાનકાળનો પ્રત્યય છે એમ જાણવું. ]

**પ્ર**–"છે" વર્ત્તમાનકાળનો પ્રત્યય ક્યારે ગણવો ? ને જૂદું ક્રિયાપદ ક્યારે ગણવું ?

**ઉ**–અનિયમિતવર્ત્તમાનકાળની પછી છે આવે તો તે વર્ત્તમાનકાળનો પ્રત્યય જાણવો. બીજા બધા કાળના ક્રિયા-

પદ પછી છે આવે તો તે ક્રિયાપદ જાણવું. ને તેનું પદચ્છેદ જૂદું કરવું.

**પ્ર**–"નથી" ક્રિયાપદના પદચ્છેદમાં કઇ બાબતપર ધ્યાન આપવું? ને શા કારણથી?

**ઉ**–( ન+અસ્તિ )=નાસ્તિ સંસ્કૃત શબ્દ પરથી 'નથી' શબ્દ થયો છે. એ સંસ્કૃત શબ્દમાં એક અવ્યય ને પછી ક્રિયાપદ છે, માટે તેનું પદચ્છેદ 'છે' ક્રિયાપદના જેવું કરવું, પણ તેમાં ધાતુ ન કહેવો. ધાતુને ઠેકાણે છ ધાતુનું અકર્ણે રૂપ કહેવું, કેમકે છ ધાતુ હોવાપણું બતાવે છે; તેનાથી આ રૂપ ઉલટો અર્થ બતાવે છે.

**પ્ર**–"જોઇએ" સકર્મક ક્રિયાપદ ક્યારે થાય? ને અકર્મક ક્રિયાપદ ક્યારે થાય?

**ઉ**–જે ઠેકાણે જોવાનો અર્થ હોય ત્યાં સકર્મક ક્રિયાપદ થાય છે,ને તે વખતે તેનો ધાતુ "જો" હોય છે. બાકી બીજે ઠેકાણે અકર્મક ક્રિયાપદ થાય છે, ને તેનો ધાતુ "જોઈ" હોય છે. જેમ–ચાલો આપણે નકશો જોઇએ. (સકર્મક ક્રિયાપદ "જો" ધાતુ). અમારે બ્રાહ્મણને ફક્ત લાડુ *જોઇએ. [ અકર્મક ક્રિયાપદ "જોઇ" ધાતુ. ]

**પ્ર**–" ઉભો " એનું પદચ્છેદ શું થાય! તે દાખલા સાથે સમજાવો.

**ઉ**–કૃદંતવિશેષણ ને ક્રિયાપદ. જ્યારે મુખ્ય ક્રિયાપદ તરીકે વાક્યને અંતે આવે છે ત્યારે ક્રિયાપદ થાય છે, નહીં તો કૃદંત થાય છે. આ ક્રિયાપદનું રૂપાખ્યાપન ફક્ત ભૂતકાળમાંજ થાય છે. જેમ–ત્યાં જઈને **ઉભો**. (ક્રિયાપદ ). તે ત્યાં જઇને **ઉભો** રહ્યો. ( કૃદંત વિશેષણ ).

**પ્ર**–સૂતો એ કયો કાળ છે?

---

* **युज्यते**=જોઇએ. એ રૂપ ખપના અર્થમાં વપરાય છે.

ઉ–ભૂતકાળ, પણ જ્યારે ભૂતકાળનું જારીપણું બતાવે, ત્યારે અનિયમિત ભૂતકાળ ગણાય. જેમ–હું વાંચતાં વાંચતાં સુતો તે ઊંઘી ગયો. (અનિયમિત ભૂતકાળ.)

પ્ર–કર ને કરૂં, વેચ્યો ને વેચાણો, કરશે ને કરજે, એમાં શો તફાવત છે?

ઉ–"કર" એ બીજા પુરૂષનું એકવચન છે, ને "કરૂં" એ પહેલા પુરૂષનું એકવચન છે. 'વેચ્યો' એ મૂળભેદ છે, ને 'વેચાણો' એ શક્યભેદ છે. 'કરશે' એ બીજા પુરૂષના એકવચનમાં તથા ત્રીજા પુરૂષનાં બંને વચનમાં ભવિષ્યકાળમાં વપરાય છે, ને 'કરજે' એ ભવિષ્યકાળમાં બીજા પુરૂષના એકવચનમાં આજ્ઞાર્થે વપરાય છે.

પ્ર–આપણે લાડુ ખાધા, ને આપણે લાડુ જમ્યા. આ બે વાક્યમાં પદચ્છેદની રીતે શો તફાવત છે?

ઉ–પહેલા વાક્યમાં આપણે કર્ત્તા ત્રીજી વિભક્તિમાં છે, ને ખાધા કર્મણિ પ્રયોગમાં છે. બીજા વાક્યમાં આપણે કર્ત્તા પહેલી વિભક્તિમાં છે, ને જમ્યા ક્રિયાપદ કર્ત્તરિ પ્રયોગમાં છે.

પ્ર–વળી શબ્દનું પદચ્છેદ કેટલી રીતે થાય છે? તે દાખલા આપી સમજાવો.

ઉ–પાંચ રીતે. નામ—છાપરાની વળી. ક્રિયાપદ–ગાય પાછી વળી. કૃદંત અવ્યય–કાગળ વળી ગયો. ઉભયાન્વયી અવ્યય–તે ડાહ્યો છે વળી મહેનતુ છે. ક્રિયાવિશેષણ અવ્યય–જો તું વળી વધારે ખાઈશ, તો માંદો પડીશ.

## સંધિ વિચાર.

પ્ર–સંધિ એટલે શું? અને તેના પ્રકાર કયા કયા છે.?

ઉ–જ્યારે જૂદા જૂદા બે અક્ષરો એક બીજાની પાસે આવીને મળી જાય છે, અને નવો અક્ષર ઉત્પન્ન થાય

છે, ત્યારે તેઓનો સંધિ થયો એમ કહેવાય છે. ( સં-
ધિ=સાંધો ) સંધિના ચાર પ્રકાર છે. ૧ સ્વરસંધિ
૨ વિસર્ગસંધિ ૩ *વ્યંજનસંધિ ૪ અનુસ્વારસંધિ.

પ્ર–સ્વરસંધિનો અર્થ સમજાવો.

ઉ–એક શબ્દને છેડે સ્વર હોય અને બીજા શબ્દને આ-
રંભે સ્વર હોય ને બેઉ સ્વર મળી જઈને નવો સ્વર
બોલાય છે તે સ્વરસંધિ. જેમકે "પરમ+ઈશ્વર" એમાં
પહેલા શબ્દને અંતે 'અ', ને બીજાને આરંભે 'ઈ'
આવ્યો છે, તે મળી જઇને "એ" થતાં પરમેશ્વર શ-
બ્દ થાય છે.

પ્ર–અ કે આની પછી બીજા સ્વર આવેતો સંધિ થઇને
કયા સ્વર થાય છે? તે ઉદાહરણ સાથે લખો.

ઉ–અ+અ=આ. જેમકે–પરમ+અર્થ=પરમાર્થ.
અ+આ=આ. ,, પરમ+આદર=પરમાદર.
અ+ઇ= એ. ,, પરમ+ઇચ્છા=પરમેચ્છા.
અ+ઈ= એ. ,, પરમ+ઇશ્વર=પરમેશ્વર.
અ+ઉ= ઓ. ,, મદ+ઉન્મત્ત=મદોન્મત્ત.
અ+ઊ= ઓ. ,, શીત+ ઉષ્ણ=શીતોષ્ણ.
અ+એ= ઐ. ,, શુદ્ધ+એકાદશી=શુદ્ધૈકાદશી.
અ+ઐ= ઐ. ,, પરમ+ઐશ્વર્ય=પરમૈશ્વર્ય.
અ+ઓ=ઔ ,, જલ+ઓઘ=જલૌઘ.
અ+ઋ=અર્.,, રાજ+ઋષિ= રાજર્ષિ.

"આ' સ્વરની પાછળ બીજા સ્વર આવે તોપણ એ
જ પ્રમાણે સંધિ થાય છે.

---

* વ્યજનસંધિ અને અનુસ્વાર સંધિનો ઉપયોગ
ગૂજરાતી ભાષામાં થોડો થાય છે. તેથી આમાં બધા
નિયમો ન લખતાં માત્ર દિગ્દર્શન કર્યું છે.

પ્ર–ઇ, ઈની પછી બીજા સ્વરો આવતાં શો સંધિ થાયછે?

ઉ–સજાતિય સ્વર આવેતો ઈ થાય છે. જેમકે પરિ+ઈક્ષ્+આ=પરીક્ષા, કવિ+ઇશ્વિર=કવીશ્વર.

વિજાતિય સ્વર આવેતો ઈ કે ઈનો ય્ થઈને પછી તેમાં પાછળનો સ્વર મળતાં ય, યા, યુ વગેરે રૂપો થાય છે. જેમ–અતિ+અંત=અત્યંત; પ્રતિ+આઘાત=પ્રત્યાઘાત.

પ્ર–ઉ અથવા ઊની પછી કોઇપણ સ્વર આવતાં શો સંધિ થાય છે?

ઉ–સજાતિય સ્વર આવેતો દીર્ઘ ઊ થાય છે. જેમકે ભાનુ+ઉદય=ભાનૂદય, ગુરૂ+ઉર્મિ=ગુરૂર્મિ.

વિજાતિય સ્વર આવેતો ઉ અથવા ઊનો વ્ થઇને તેમાં પછીનો સ્વર મળતાં વ, વા, વિ વગેરે રૂપો થાય છે. જેમ–અનુ+અય=અન્વય, મનુ+આધા=મન્વાધાર, ગુરૂ+ઇચ્છા=ગુર્વિચ્છા.

પ્ર–એ, ઐ, ઓ, ઔ, એની પછી કોઈ પણ સ્વર આવતાં શો સંધિ થાય છે?

ઉ–એનોઅય્, ઐનો આય્, ઓનો અવ્, ને ઔનો આવ્ થાય છે, પછી તેમાં આગલો સ્વર ઉમેરાય છે.

આનાં ઉદાહરણ ગૂજરાતી ભાષામાં ઝાઝાં વપરાતાં નથી તેથી લખ્યાં નથી.

પ્ર–વિસર્ગ સંધિના નિયમો કહો.

ઉ–૧ વિસર્ગની પહેલાં અ હોય, અને તેની પછી અ અથવા ઘોષ વ્યંજન આવેતો વિસર્ગનો ઓ થાય છે. જેમકેઃ–મનઃ+હર=મનોહર, મનઃ+યત્ન=મનોયત્ન.

૨ વિસર્ગની પહેલાં અ કે આ સિવાય કોઇપણ સ્વર હોય ને તેની પછી સ્વર અથવા ઘોષવ્યંજન આવેતો વિસર્ગનો ર્ થાય છે. જેમ–નિઃ+આધાર=નિરાધાર, નિઃ+ઉપાય=નિરૂપાય.

૩ વિસર્ગની પછી ચ અથવા શ આવેતો વિસર્ગનો શ્ થાય છે જેમ-નિઃ+ચળ=નિશ્ચળ નિ+ચિંત=નિશ્ચિંત નિઃ+શંક=નિશ્શંક વગેરે.

૪ વિસર્ગની પછી ક, ખ, પ, ફ, ટ, ઠ આવેતો ષ્ થાયછે જેમકે નિઃ+કપટ=નિષ્કપટ, નિઃ+ફળ=નિષ્ફળ (કોઇવાર વિસર્ગ કાયમ રહેછે, જેમકે અતઃ કરણ.)

૫ વિસર્ગની પછી ત, થ, સ, આવેતો સ્ થાયછે. જેમકે નિઃ+તેજ=નિસ્તેજ નિઃ+સેસ=નિસ્સંશય.

**પ્ર**–વ્યંજન સંધિના નિયમ લખો.

ઉ–૧ જો અઘોષ વ્યંજનની પછી સ્વર અથવા ઘોષ વ્યંજન આવેતો અઘોષ વ્યંજન ઠેકાણે તેજ વર્ગનો પહેલો ઘોષ વ્યંજન થાયછે. જેમ–સત્+આચરણ=સદાચરણ, ષટ્+ગુણ ષડ્ગુણ.

૨ જો ઘોષ વ્યંજનની પછી અઘોષવ્યંજન આવેતો ઘોષ વ્યંજનને ઠેકાણે તેજ વર્ગનો પહેલો અઘોષ વ્યંજન થાયછે.+

૩ જો દંત્ય વ્યંજનની સાથે તાલવ્ય કે મુર્દ્ધન્યવ્યંજન આવે તો દંત્ય વ્યંજન બદલાઈને તે જેટલામો હોય તેટલામો તાલવ્ય કે મુર્દ્ધન્ય વ્યંજન થાય છે. જેમકેઃ–સત્+જન=સજ્જન, સત્+ચરિત્ર=સચ્ચરિત્ર, તત્+ટીકા=તટ્ટીકા.

૪ જો દંત્ય વ્યંજનની પછી શ આવેતો દંત્ય વ્યંજનનો ચ્ અને શનો છ થાય છે. જેમકે સત્+શાસ્ત્ર=સચ્છાસ્ત્ર, મૃત્+શકટી=મૃચ્છકટી.

૫ મ અથવા નની પહેલાં કોઈ વ્યંજન આવે, તો તે વ્યંજનને ઠેકાણે તેજ વર્ગનો અનુનાસિક વ્યંજન થાય છે. જેમકે જગત્+નાથ=જગન્નાથ, ત્વક્+મય=ત્વઙ્મય, ઉત્+મત્ત=ઉન્મત્ત, ષટ્+માસ=ષણ્માસ.

---

+ ગૂજરાતીમાં આવા સંધિ ભાગ્યેજ હોય છે.

પ્ર—અનુસ્વાર સંધિના નિયમો કહો.

ઉ—૧ અનુસ્વારની પછી સ્વર આવેતો અનુસ્વારનો મ્ થાય છે. જેમકે સં+આચાર=સમાચાર.

૨ અનુસ્વારની પછી કોઈપણ વર્ગીય અક્ષર આવેતો અનુસ્વારને ઠેકાણે તેજ વર્ગનો અનુનાસિક વ્યંજન પણ મૂકાય છે. જેમ—પઞ્ચ, દન્ત, કણ્ઠ, કમ્પ.

## પદચ્છેદ.

**૧ એવું બન્યું કે એક સમે બે સવાર ત્યાંથી જતા હતા.**

એવું—પહેલા પ્રકારનું વિશેષણ, વિશેષ્ય બનવાનું, નાન્યતરજાતિ, પહેલીનું એકવચન.

બન્યું—અકર્મક ક્રિયાપદ, બન ધાતુ, મૂળભેદ, ભૂતકાળ, ક્રિયાનાથ બનવાનો ભાવ, ત્રીજો પુરૂષ, નાન્યતરજાતિ, એકવચન, અકર્મક ભાવે પ્રયોગ.

કે—ઉભયાન્વયી અવ્યય.

એક—બીજા પ્રકારનું વિશેષણ, વિશેષ્ય સમે, માટે નરજાતિ, ત્રીજીનું એકવચન.

સમે—પહેલા પ્રકારનું નામ, નરજાતિ, અધિકરણ અર્થે ત્રીજીનું એકવચન.

બે—બીજા પ્રકારનું સંખ્યાવાચક વિશેષણ, વિશેષ્ય સવાર, નરજાતિ પહેલીનું બહુવચન.

સવાર—બીજા પ્રકારનું નામ, નરજાતિ, કર્તા—અર્થે પહેલીનું બહુવચન.

ત્યાંથી—ઠેકાણું બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યય.

જતા—કૃદંતવિશેષણ, નરજાતિ, પહેલીનું બહુવચન.

હતા—અકર્મક ક્રિયાપદ, હો ધાતુ, મૂળભેદ, ભૂતકાળ, ક્રિયાનાથ સવાર, ત્રીજો પુરૂષ, નરજાતિ, બહુવચન, કર્તા સવાર, અકર્મક કર્તરિ પ્રયોગ.

**૨ તમારા કહેવા પ્રમાણે મારૂં ભાલું મેં છોડયું હોત.**

તમારા–બીજો પુરૂષ સર્વનામ, માણસને ઠેકાણે, નરજાતિ, સંબંધાર્થે છઠ્ઠીનું બહુવચન, ( કહેવા સાથે સંબંધ ).

કહેવા–કૃદંત નામ, નાન્યતરજાતિ, છઠ્ઠીનું એકવચન.

પ્રમાણે–શબ્દયોગી અવ્યય.

મારૂં–પહેલો પુરૂષ સર્વનામ, માણસને ઠેકાણે, નરજાતિ, સંબંધાર્થે છઠ્ઠીનું એકવચન, (ભાલા સાથે સંબંધ).

ભાલું–પહેલા પ્રકારનું નામ, નાન્યતરજાતિ, કર્મ અર્થે પહેલીનું એકવચન, (છોડયું કૃદંતનું કર્મ).

મેં–પહેલો પુરૂષ સર્વનામ, માણસને ઠેકાણે, નરજાતિ, કર્ત્તા–અર્થે ત્રીજીનું એકવચન (છોડયું કૃદંતનો કર્ત્તા.)

છોડયું–કૃદંતવિશેષણ, નાન્યતરજાતિ, પહેલીનું એકવચન.

હોત–અકર્મક ક્રિયાપદ, હો ધાતુ, મૂળભેદ, સંકેતભૂતકાળ, ક્રિયાનાથ ભાલું, ત્રીજો પુરૂષ, નાન્યતરજાતિ, એકવચન, કર્ત્તા ભાલું, અકર્મક કર્તરિ પ્રયોગ.

**૩ પણ વળી એ કરતાં સહેલું યંત્ર એક બનાવેલું છે.**

પણ–ઉભયાન્વયી અવ્યય.

વળી–ક્રિયાવિશેષણ અવ્યય.

એ–બીજા પ્રકારનું વિશેષણ, વિશેષ્ય યંત્ર, નાન્યતર જાતિ, સંબંધાર્થે છઠ્ઠીનું એકવચન. (છઠ્ઠી વિભક્તિનો અધ્યાહાર, કરતાં શબ્દ સાથે સંબંધ ).

કરતાં–શબ્દયોગી અવ્યય.

સહેલું–પહેલા પ્રકારનું વિશેષણ, વિશેષ્ય યંત્ર, નાન્યતરજાતિ, પહેલીનું એકવચન.

યંત્ર–બીજા પ્રકારનું નામ, નાન્યતરજાતિ, કર્ત્તા–અર્થે પહેલીનું એકવચન. ( છે ક્રિયાપદનો કર્ત્તા ).

એક–બીજા પ્રકારનું વિશેષણ, વિશેષ્ય યંત્ર, નાન્યતરજાતિ,

પહેલીનું એકવચન.

બનાવેલું–કૃદંત વિશેષણ, નાન્યતરજાતિ, પહેલીનું એકવચન.

છે–અકર્મક ક્રિયાપદ, છ ધાતુ, મૂળભેદ, વર્તમાનકાળ, ક્રિયાનાથ યંત્ર, ત્રીજો પુરૂષ, નાન્યતરજાતિ, એકવચન. કર્ત્તા યંત્ર, અકર્મક કર્ત્તરિ પ્રયોગ.

**૪ તેથી એકદમ ઘણા કાગળ થાયછે.**

*તેથી–ત્રીજો પુરૂષ સર્વનામ, યંત્રને ઠેકાણે, નાન્યતરજાતિ, કરણાર્થે પાંચમીનું એકવચન.

એકદમ–વખત બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યય.

ઘણા–પહેલા પ્રકારનું વિશેષણ, વિશેષ્ય કાગળ, નરજાતિ, પહેલીનું બહુવચન.

કાગળ–બીજા પ્રકારનું નામ, નરજાતિ, કર્ત્તા–અર્થે પહેલીનું બહુવચન. ( થાયછે ક્રિયાપદનો કર્ત્તા).

થાયછે–અકર્મક ક્રિયાપદ, થા ધાતુ, મૂળભેદ, વર્ત્તમાનકાળ, ક્રિયાનાથ કાગળ, ત્રીજો પુરૂષ, નરજાતિ, બહુવચન, કર્ત્તા કાગળ, અકર્મક કર્ત્તરિ પ્રયોગ.

**૫ શુકલપક્ષના ચંદ્રની પેઠે પરમેશ્વર તમારી ચડતી કળા રાખે એમ અમે ઇચ્છીએ છીએ.**

શુકલપક્ષના–બીજા પ્રકારનું નામ, નરજાતિ, સંબંધાર્થે છઠ્ઠીનું એકવચન. ( ચંદ્રની સાથે સંબંધ. )

ચંદ્રની–બીજા પ્રકારનું નામ, નરજાતિ, સંબંધાર્થે છઠ્ઠીનું એકવચન. ( પેઠે સાથે સંબંધ ).

પેઠે–શબ્દયોગી અવ્યય.

પરમેશ્વર–બીજા પ્રકારનું નામ, નરજાતિ, કર્ત્તા–અર્થે પહેલીનું એકવચન. ( રાખે ક્રિયાપદનો કર્તા ).

---

*તે પછી "કારણ" શબ્દ મૂકાતો હોયતો વિશેષણ કરવું, અહીંઆં કારણ શબ્દ મૂકી શકાય એમ નથી.

તમારી–બીજો પુરૂષ સર્વનામ, સાંભળનારને ઠેકાણે, નરજાતિ, સંબંધાર્થે છઠ્ઠીનું બહુવચન. (ચડતીકળા સાથે સંબંધ).
ચડતી–કૃદંતવિશેષણ, નારીજાતિ, પહેલીનું એકવચન.
કળા–બીજા પ્રકારનું નામ, નારીજાતિ, કર્મ અર્થે પહેલીનું એકવચન. ( રાખે ક્રિયાપદનું કર્મ ).
રાખે–સકર્મક ક્રિયાપદ, રાખધાતુ, મૂળભેદ, અનિયમિત વર્ત્તમાનકાળ, ક્રિયાનાથ પરમેશ્વર, ત્રીજો પુરૂષ, નરજાતિ, એકવચન, કર્ત્તા પરમેશ્વર, કર્મ કળા, સકર્મક કર્ત્તરિ પ્રયોગ.
એમ–રીત બતાવનાર ક્રિયા વિશેષણ અવ્યય.
અમે–પહેલો પુરૂષ સર્વનામ, માણસને ઠેકાણે, નરજાતિ, કર્ત્તા–અર્થે પહેલીનું બહુવચન. (ઇચ્છીએ છીએ ક્રિયાપદનો કર્ત્તા. )
ઇચ્છીએછીએ–સકર્મક ક્રિયાપદ, ઇચ્છધાતુ, મૂળભેદ, વર્ત્તમાનકાળ, ક્રિયાનાથ અમે, પહેલો પુરૂષ, નરજાતિ, બહુવચન, કર્ત્તા અમે, કર્મ ઈચ્છવાનું, સકર્મક કર્ત્તરિ પ્રયોગ.

**૬ અમારે તે કેટલી ચીવેટ રાખવી? તમે સમજો તો સારૂં કામ થાય.**

અમારે–પહેલો પુરૂષ સર્વનામ, કહેનારને ઠેકાણે, નરજાતિ, કર્ત્તા–અર્થે ત્રીજીનું બહુવચન. (રાખવી ક્રિયાપદનો કર્ત્તા.)
તે–ક્રિયા વિશેષણ અવ્યય.
કેટલી–પહેલા પ્રકારનું વિશેષણ, વિશેષ્ય ચીવેટ, નારીજાતિ, પહેલીનું એકવચન.
ચીવેટ–બીજા પ્રકારનું નામ, નારીજાતિ, કર્મ અર્થે પહેલીનું એકવચન. ( રાખવી ક્રિયાપદનું કર્મ. )
રાખવી–સકર્મક ક્રિયાપદ, રાખધાતુ, મૂળભેદ, વિધિવર્ત્તમાનકાળ, ક્રિયાનાથ ચીવેટ, ત્રીજો પુરૂષ, નારીજાતિ, એકવચન, કર્ત્તા અમારે, કર્મ ચીવેટ, સકર્મક કર્મણિ પ્રયોગ.

તમે–બીજો પુરૂષ સર્વનામ, સાંભળનારને ઠેકાણે, નરજાતિ, કર્ત્તા અર્થે પહેલીનું બહુવચન. (સમજો ક્રિયાપદનો કર્ત્તા).

સમજો–સકર્મક ક્રિયાપદ, સમજધાતુ, મૂળભેદ, અનિયમિત વર્ત્તમાનકાળ, ક્રિયાનાથ તમે, બીજો પુરૂષ, નરજાતિ, બહુવચન, કર્ત્તા તમે, કર્મ સમજવાનું, સકર્મક કર્ત્તરિ પ્રયોગ.

તો–ઉભયાન્વયી અવ્યય.

સારૂં–પહેલા પ્રકારનું વિશેષણ, વિશેષ્ય કામ, નાન્યતરજાતિ પહેલીનુ એકવચન.

કામ–બીજાપ્રકારનું નામ, નાન્યતરજાતિ, કર્ત્તા–અર્થે પહેલીનું એકવચન. (થાય ક્રિયાપદનો કર્ત્તા.)

થાય–અકર્મક ક્રિયાપદ, થા ધાતુ, મૂળભેદ, અનિયમિત વર્ત્તમાનકાળ, ક્રિયાનાથ કામ, નાન્યતરજાતિ, એકવચન, કર્ત્તા કામ અકર્મક, કર્ત્તરિ પ્રયોગ.

**૭ વૈદે કહ્યું તમારાથી અવાય નહીં, તો ચાકરને મોકલજો.**

વૈદે–બીજા પ્રકારનું નામ, નરજાતિ, કર્ત્તા-અર્થે ત્રીજીનું એકવચન, (કહ્યું ક્રિયાપદનો કર્ત્તા.)

કહ્યું–સકર્મક ક્રિયાપદ, કહે ધાતુ, મૂળભેદ, ભૂતકાળ, ક્રિયાનાથ કહેવાનું (આગલું વાક્ય), ત્રીજો પુરૂપ, નાન્યતરજાતિ. એકવચન, કર્ત્તા વૈદ, કર્મ કહેવાનું, સકર્મક કર્મણિ પ્રયોગ.

તમારાથી–બીજો પુરૂષ સર્વનામ, સાંભળનારને ઠેકાણે. નરજાતિ, કારણાર્થે પાંચમીનું બહુવચન.

અવાય–અકર્મક ક્રિયાપદ, આવધાતુનું શકયભેદ, અનિયમિત વર્ત્તમાનકાળ, ક્રિયાનાથ ભાવ, ત્રીજો પુરૂષ, નાન્યતરજાતિ. એકવચન, કર્ત્તા ભાવ, અકર્મક ભાવેપ્રયોગ.

નહીં–નકાર બતાવનાર ક્રિયાવિશેષણઅવ્યય.

તો–ઉભયાન્વયી અવ્યય.

ચાકરને—બીજાપ્રકારનું નામ, નરજાતિ, કર્મ અર્થે બીજીનું એકવચન. (મોકલજો ક્રિયાપદનું કર્મ)

મોકલજો—સકર્મક ક્રિયાપદ, મોકલ ધાતુ, મૂળભેદ, ભવિષ્યકાળ, ક્રિયાનાથ તમે, બીજો પુરૂષ, નરજાતિ, બહુવચન, કર્ત્તા તમે, કર્મ ચાકરને, સકર્મક કર્તરિ પ્રયોગ.

**૮ ગમે તેમ કરો પણ ગોરનું તરભાણું ભરો, એમ ન થવું જોઇએ.**

ગમે તેમ—રીત બતાવનાર ક્રિયા વિશેષણ અવ્યય.

કરો—સકર્મક ક્રિયાપદ, કરધાતુ, મૂળભેદ, અનિયમિત વર્ત્તમાનકાળ, ક્રિયાનાથ તમે, બીજો પુરૂષ, નરજાતિ, બહુવચન, કર્ત્તા તમે, કર્મ કરવાનું, સકર્મક કર્ત્તરિ પ્રયોગ.

પણ—ઉભયાન્વયી અવ્યય.

ગોરનું—બીજાપ્રકારનું નામ, નરજાતિ, સંબંધાર્થે છઠ્ઠીનું એકવચન, (તરભાણું શબ્દ સાથે સંબંધ).

તરભાણું—પહેલાપ્રકારનું નામ, નાન્યતરજાતિ, કર્મ અર્થે પહેલીનું એકવચન. (ભરો ક્રિયાપદનું કર્મ).

ભરો—સકર્મક ક્રિયાપદ, ભર ધાતુ, મૂળભેદ, અનિયમિત વર્ત્તમાનકાળ, ક્રિયાનાથ તમે, બીજો પુરૂષ, નરજાતિ, બહુવચન, કર્ત્તા તમે, કર્મ તરભાણું, સકર્મક કર્ત્તરિ પ્રયોગ.

એમ—રીત બતાવનાર ક્રિયા વિશેષણ અવ્યય.

ન—નકાર બતાવનાર ક્રિયા વિશેષણ અવ્યય

થવું—કૃદંતનામ, નાન્યતરજાતિ, પહેલીનું એકવચન.

જોઈએ—અકર્મક ક્રિયાપદ, જોઇ ધાતુ, મૂળભેદ, અનિયમિત વર્ત્તમાનકાળ, ક્રિયાનાથ ભાવ, ત્રીજોપુરૂષ, નાન્યતરજાતિ, એકવચન, કર્ત્તાભાવ, અકર્મક ભાવે પ્રયોગ.

**૯ પ્રબળ બુદ્ધિ બળ અકળ તન, જળ ફળ ભૂતળઃદત્ત.**

પ્રબળ—બીજાપ્રકારનું વિશેષણ, વિશેષ્ય બુદ્ધિ, નારીજાતિ,

પહેલીનું એકવચન.

બુદ્ધિ–બીજાપ્રકારનું નામ, નારીજાતિ કર્ત્તા, અર્થે પહેલીનું એકવચન. (છે અધ્યાહાર ક્રિયાપદનો કર્ત્તા).

બળ–બીજાપ્રકારનું નામ, નાન્યતરજાતિ, કર્ત્તા અર્થે પહેલીનું એકવચન (છે અધ્યાહાર ક્રિયાપદનો કર્ત્તા)

અકળ–બીજાપ્રકારનું વિશેષણ, વિશેષ્ય બળ, નાન્યતરજા. તિ, પહેલીનું એકવચન.

તન(નું)–બીજાપ્રકારનું નામ, નાન્યતરજાતિ, સંબંધાર્થે છઠ્ઠીનું એકવચન ( બળસાથે સંબંધ ).

જળ–બીજાપ્રકારનું નામ, નાન્યતરજાતિ, કર્ત્તા અર્થે પહેલીનું એકવચન. (છે અધ્યાહાર ક્રિયાપદનો કર્ત્તા).

ફળ—જળ પ્રમાણેજ.

ભૂતળ(માં)–બીજાપ્રકારનું નામ, નાન્યતરજાતિ, અધિકરણાર્થે સાતમીનું એકવચન.

દત્ત–કૃદંત વિશેષણ, નાન્યતરજાતિ, પહેલીનું બહુવચન.

**૧૦ સર્વ શકિત ધરી તેં હરી, તિક્ષ્ણ આંખથી જોય; (નર્મ કવિતા )**

સર્વ–બીજા પ્રકારનું વિશેષણ, વિશેષ્ય શક્તિ, નારીજાતિ, પહેલીનું એકવચન.

શક્તિ–બીજા પ્રકારનું નામ, નારીજાતિ, કર્મ અર્થે પહેલીનું એકવચન (ધરી કૃદંતનું કર્મ )

ધરી–કૃદંત વિશેષણ, નારીજાતિ, પહેલીનું એકવચન. (છે ક્રિયાપદનો અધ્યાહાર છે, માટે કૃદંત વિશેષણ કહ્યું છે.)

તેં–બીજો પુરૂષ સર્વનામ, નરજાતિ, કર્ત્તા–અર્થે ત્રીજીનું એકવચન. ( ધરી કૃદંતનો કર્ત્તા. )

હરિ–બીજા પ્રકારનું નામ, નરજાતિ, સંબોધનાર્થે પહેલીનું એકવચન.

તિક્ષ્ણુ–બીજા પ્રકારનું વિશેષણ, વિશેષ્ય આંખથી, નારીજાતિ, પાંચમીનું એકવચન.

આંખથી–બીજા પ્રકારનું નામ, નારીજાતિ, કરણ અર્થે પાંચમીનું એકવચન.

જોય ( જુએછે ) સકર્મક ક્રિયાપદ, જો ધાતુ, મૂળભેદ, વર્તમાનકાળ, ક્રિયાનાથ તું, ( અધ્યાહાર છે. ) બીજો પુરૂષ, નરજાતિ, એકવચન, કર્ત્તા તું, કર્મ વાત સકર્મક કર્ત્તરિ પ્રયોગ.

**૧૧ હતી દાહતી દાડી જે અતિ મળીની ગઈ મળી નિર્મળી મતિ.**

હતી–અકર્મક ક્રિયાપદ, હોધાતુ, મૂળભેદ, ભૂતકાળ, ક્રિયાનાથ મલિનિ ( મતિ ), ત્રીજો પુરૂષ, નારીજાતિ, એકવચન, કર્ત્તા મલિનિ ( મતિ ), અકર્મક કર્ત્તરિ પ્રયોગ.

દાહતી–કૃદંત વિશેષણ, નારીજાતિ, પહેલીનું એકવચન.

દાડી–વખત બતાવનાર ક્રિયા વિશેષણ અવ્યય.

જે–બીજા પ્રકારનું વિશેષણ, વિશેષ્ય મલિનિ (મતિ), નારીજાતિ, પહેલીનું એકવચન.

અતિ–રીત બતાવનાર ક્રિયા વિશેષણ અવ્યય.

મળીની–પહેલા પ્રકારનું વિશેષણ, વિશેષ્ય મતિ, નારીજાતિ પહેલીનું એકવચન.

ગઇ–અકર્મક ક્રિયાપદ, જાધાતુ, મૂળભેદ, ભૂતકાળ, ક્રિયાનાથ તે ( અધ્યાહાર ), ત્રીજો પુરૂષ, નારીજાતિ, એકવચન કર્ત્તા તે (મેલીમતિ), અકર્મક કર્ત્તરિ પ્રયોગ.

મળી–અકર્મક ક્રિયાપદ, મળધાતુ, મૂળભેદ, ભૂતકાળ, ક્રિયાનાથ નિર્મળી મતિ, ત્રીજો પુરૂષ, નારીજાતિ, એકવચન, કર્ત્તા નિર્મળી મતિ, અકર્મક કર્ત્તરિ પ્રયોગ.

નિર્મળી–પહેલા પ્રકારનું વિશેષણ, વિશેષ્ય મતિ, નારીજાતિ પહેલીનું એકવચન.

મતિ–બીજા પ્રકારનું નામ, નારીજાતિ, કર્ત્તા અર્થે પહેલી-
નું એકવચન. ( મળી ક્રિયાપદનો કર્ત્તા ).

**૧૨ સોટી પાંચ મચે પછી, આપે તજે કચાશ. ( નિશાળપક્ષે )**

સોટી–બીજા પ્રકારનું નામ, નારીજાતિ, કર્ત્તા અર્થે પહેલી-
નું બહુવચન, ( મચે ક્રિયાપદનો કર્ત્તા ).

પાંચ–બીજા પ્રકારનું વિશેષણ, વિશેષ્ય સોટી, નારીજાતિ,
પહેલીનું બહુવચન.

મચે–અકર્મક ક્રિયાપદ, મચધાતુ, મૂળભેદ, અનિયમિત વ-
ર્તમાનકાળ, ક્રિયાનાથ સોટી, ત્રીજો પુરૂષ, નારીજાતિ,
બહુવચન, કર્ત્તા સોટી, અકર્મક કર્ત્તરિ પ્રયોગ.

પછી–વખત બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યય.

આપે ( આપ )–ત્રીજો પુરૂષ સર્વનામ, છોકરાને ઠેકાણે ન-
રજાતિ, કર્ત્તા અર્થે પહેલીનું એકવચન. (તજે ક્રિયાપદનો
કર્ત્તા ).

તજે–સકર્મક ક્રિયાપદ, તજધાતુ, મૂળભેદ, અનિયમિત વર્ત્ત-
માનકાળ, ક્રિયાનાથ આપ, ત્રીજોપુરૂપ, નરજાતિ, એક-
વચન, કર્ત્તા આપ, કર્મ કચાશ, સકર્મક કર્ત્તરિ પ્રયોગ.

કચાશ–બીજા પ્રકારનું નામ, નારીજાતિ, કર્મ અર્થે પહેલીનું
એકવચન. (તજે ક્રિયાપદનું કર્મ).

**૧૩ સો ટીપાં ચમચે પછી આપે તજે કચાશ. (ભો-જનશાળા પક્ષે )**

સો–બીજા પ્રકારનું વિશેષણ, વિશેષ્ય ટીપાં, નાન્યતરજાતિ,
પેહેલીનું બહુવચન.

ટીપાં–પહેલા પ્રકારનું નામ, નાન્યતરજાતિ, કર્મ અર્થે પેહેલી-
નું બહુવચન. ( આપે કૃદંતનું કર્મ ).

ચમચે–પહેલા પ્રકારનું નામ, નરજાતિ, કરણાર્થે ત્રીજીનું
એકવચન.

પછી–વખત બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યય.

આપે (આપવાથી)–કૃદંતનામ, નાન્યતરજાતિ, પાંચમીનું એકવચન.

તજે } બારમા વાક્ય પ્રમાણે
ક્યાશ. }

# વાકય પ્રથક્કૃતિ.

## એકાકી વાકયો.

| વાકય. | કર્તૃપક્ષ. | ક્રીયાપક્ષ. | | |
|---|---|---|---|---|
| | | ક્રિયાપૂર્ણી કે કર્મ | ક્રિયાપદ. | ક્રિયાવૃદ્ધિ. |
| ૧ તે ઘણો મહેનતુ, ડાહ્યો, નમ્ર, ભણવામાં ચપળ, અને બહુશોભિતો નાગરનો દીકરો ઘણા બુદ્ધિવાન પુરૂષને હાથે સરસ વિષયપર લખાએલી સુંદર ચોપડી ઘટતી રીતે મધુરે રાગે અમારા મહેલની અગાશીમાં સાંજની વખતે વાંચે છે. | તે ઘણો મહેનતુ, ડાહ્યો નમ્ર, ભણવામાં ચપળ અને બહુ શોભિતો નાગરનો **દીકરો** | ઘણા બુદ્ધિવાનપુરૂષને હાથે સરસ વિષયપર લખાએલી સુંદર **ચોપડી** | **વાંચેછે.** | ઘટતી રીતે મધુર રાગે (રીત). અમારા મહેલની અગાશીમાં (સ્થળ). સાંજની વખતે (વેળા). |

| ૨ મહેનતુ ને સદ્‌ગુણી છોકરાં પોતાનું હરેક કામ ઉમંગથીજ પાર પાડે છે. | મહેનતુ ને સદ્‌ગુણી છો-**કરાં** | પોતાનું હરેક **કામ** પાર (ક્રિયાપૂર્ણી). | **પાડે** છે. | ઉમંગથી (કરણ). જ (નિશ્ચય). |
|---|---|---|---|---|
| ૩ ભાવનગરના મહારાજા સાહેબ તખ્તસિંહજીએ લોકના સુખને માટે પબ્લીક ગાર્ડનમાં બહુ પૈસા વાપર્યા છે. | ભાવનગરના મહારાજા સાહેબ **તખ્તસિંહજીએ** | બહુ **પૈસા.** | **વાપર્યા** છે. | લોકના સુખને માટે (કારણ). પબ્લીક ગાર્ડનમાં (સ્થળ). |
| ૪ વિદ્વદ્‌ભૂષણ બાણકવિએ કાદંબરી ગ્રંથમાં અલંકારનીપરિસીમા કરી છે. | વિદ્વદ્‌ભૂષણ **બાણકવિએ** | અલંકારની **પરિસીમા.** | **કરી** છે. | કાદંબરી ગ્રંથમાં (સ્થળ). |
| ૫ મહારાણી સાહેબના સુબા લૉર્ડ રીપને હિંદની રૈયતપર અનેક ઉપકાર કર્યા છે. | મહારાણી સાહેબના સુબા **લૉર્ડરીપને** | અનેક **ઉપકાર.** | **કર્યા** છે. | હિંદની રૈયતપર (સ્થળ). |
| ૬ અર્જુન યુદ્ધકળામાં પ્રવિણ, રણચતુર, ધીટ, વિજ્યી ને પ્રતાપી યોદ્ધો હતો. | **અર્જુન** યુદ્ધ કળામાં પ્રવિણ, રણચતુર, ધીટ, વિજ્યી ને પ્રતાપી યોદ્ધો | | **હતો.** | |
| ૭ તમારાસ્નેહને લીધે નટવરલાલ દસગાઉ દુરથી પણપગે ચાલીને | **નટવરલાલ** | | આવી **પહોંચ્યો.** | તમારા સ્નેહને લીધે (કારણ). દસ ગાઉ દુરથી |

| | | | | |
|---|---|---|---|---|
| વખતપર આવી પેહોંચ્યો. | | | | (સ્થળ). પણ(નિશ્ચય). પગે ચાલીને (રીત). વખતપર ( વેળા. ) |

(૨) સંયુક્ત વાક્યો.

આજે એક ઉતારૂએ રાણપુર સ્ટેશને કહ્યું કે તમારા મામા આવતી કાલે અહીંના શેઠને ત્યાં આવશે, તેમના સારૂ તમે રસોઇની ગોઠવણ સવારના દશ વાગે કરજો.

**અ બ** એકાકી વાક્યને "કે" શબ્દ જોડે છે.

**બ ક** એકાકી વાક્યને "માટે" શબ્દ જોડે છે.

| | | | | |
|---|---|---|---|---|
| **અ** આજે એક ઉતારૂએ રાણપુર સ્ટેશને કહ્યું. | એક **ઉતારૂએ** | | કહ્યું. | આજે (વખત). રાણપુર સ્ટેશને (સ્થળ). |
| **બ** તમારા મામા આવતી કાલે અહીંના શેઠને ત્યાં આવશે, | તમારા **મામા** | | **આવશે.** | આવતી કાલે (વખત). અહીંના શેઠને ત્યાં (સ્થળ ). |
| **ક** તેમના સારૂ તમે રસોઇની ગોઠવણ સવારના દશ વાગે કરજો. | **તમે** | રસોઇનીગોઠવણ | કરજો. | તેમના સારૂ (કારણ). સવારના દશવાગે ( વખત ). |

કાળાંતરે યુદ્ધમાં ઘૂમનારાઓએ ઉપરા ઉપરી પ્રદેશ જીત્યા, ને તેથી આર્ય પ્રજા નવા લોકના સંબંધમાં આવવાથી નવા નવા મોહ વિચાર ઉદ્યમમાં પડી. અ બ એકાકીવાક્યને "ને" શબ્દ જોડેછે.

| | | | | |
|---|---|---|---|---|
| અ કાળાંતરે યુદ્ધમાં ઘૂમનારાઓએ ઉપરા ઉપરી પ્રદેશ જીત્યા. | યુદ્ધમાં ઘૂમનારાઓએ | પ્રદેશ | જીત્યા. | કાળાંતરે (વખત). ઉપરા ઉપરી (રીત). |
| બ તેથી આર્ય પ્રજા નવા લોકના સંબંધમાં આવવાથી નવા નવા મોહ વિચાર ઉદ્યમમાં પડી. | આર્યપ્રજા | | પડી. | તેથી (કારણ). નવા લોકના સંબંધમાં આવવાથી (કારણ). નવા નવા મોહ વિચાર ઉદ્યમમાં (સ્થળ). |

અસાધારણ ઉદ્ધત સ્વભાવ આગળ વિવેકનું શું ચાલે? પણ જ્યારે વિવેકને ઘણાની સહાય અને યુક્તિઓ મળે, ત્યારે ઘણીવારે પણ વિવેક જય મેળવે, તેમ રામને જય મળ્યો.

અ બ એકાકી વાક્યને 'પણ' શબ્દ જોડે છે.

બ ક એકાકી વાક્યને 'ત્યારે' શબ્દ જોડે છે.

ક ડ એકાકી વાક્યને 'તેમ' શબ્દ જોડે છે.

| | | | | |
|---|---|---|---|---|
| અ અસાધારણ ઉદ્ધત સ્વભાવ આગળ વિવેકનું શું ચાલે? | વિવેકનું શું. | | ચાલે. | અસાધારણઉદ્ધત સ્વભાવ આગળ (સ્થળ). |
| બ જ્યારે વિવેકને ધણાની સહાય અને યુક્તિઓ મળે. | ધણાની **સહાય** અને **યુક્તિઓ** | વિવેકને. | મળે. | જ્યારે (વખત). |
| ક ધણીવારે પણ વિવેકજ જય મેળવે. | **વિવેક** | જય. | **મેળવે.** | ધણીવારે (વખત). પણ (નિશ્ચય). જ (નિશ્ચય). |
| ડ રામને જય મળ્યો. | **જય** | **રામને.** | **મળ્યો.** | |

આ દિવસે ઇંગ્લાંડની કીર્ત્તિ શીરોબિંદુએ પહોંચે છે. અને હિંદુસ્તાનનો ઉદય થવાનાં ચિન્હ ભવિષ્યમાં રાજવેત્તાઓની સૂક્ષ્મ દૃષ્ટીએ પડે છે.

**અ બ** એકાકી વાક્યને 'અને' શબ્દ જોડે છે.

| | | | | |
|---|---|---|---|---|
| અ આ દિવસે ઈંગ્લાંડની કીર્ત્તિ શિરોબિંદુએ પહોંચેછે. | ઈંગ્લાંડની **કીર્ત્તિ** | | **પહોંચેછે.** | આ દિવસે(વખત). શિરોબિંદુએ (સ્થળ). |
| બ હિંદુસ્તાનનો ઉદય થવાનાં ચિન્હ ભવિષ્યમાં રાજવેત્તાઓની સૂક્ષ્મ દૃષ્ટીએ પડેછે. | હિંદુસ્તાનનો ઉદય થવાનાં **ચિન્હ** | | પડેછે. | ભવિષ્યમાં (વખત). રાજવેત્તાઓની સૂક્ષ્મ દૃષ્ટીએ (સ્થળ). |

## જાહેર ખબર.



આ ચોપડી નીચે લખેલે ઠેકાણેથી મળશે.

**પછેગામ**-(વળા ટપાલ મારફત) પ્રસિદ્ધકર્તા પાસેથી.

**બોટાદ**— રા. રા. જાદવજી સુંદરજી દવે.
રા. ઉજમશી ખુશાલ શાહ.

**ભાવનગર**-રા. રા. રેવાશંકર ભવાનીશંકર.
ધર્માદા સ્કુલના મહેતાજી ઠે. આંબાચોક.

**રાજકોટ**-બુકસેલર બહેચર મેઘજી.

**અમદાવાદ**- બુકસેલર મહાદેવ રામચંદ્ર.
ઠે. બાલેટનની હવેલી નીચે.
ધીકાંટે યુનિયન પ્રિન્ટિગ પ્રેસમાં.